Registered No. B. 810.

# THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૦મું VOL. X. JULY 1917. No. 1. જુલાઇ ૧૯૧૭. અંક ૧ લો.

અનુક્રમણિકા.


| વિષય. | પાનું. |
|---|---|
| ૧. અધિપતિની નોંધ ... ... ... | ૨ |
| ૨. સાભાર સ્વીકાર ... ... ... | ૬ |
| ૩. વ્હેપારી વિષયો ... ... ... | ૧૦ |
| (અ) હીંદ—જાપાનનો વ્યાપાર ... ... | ૧૦ |
| (બ) રૂપું ... ... ... ... | ૧૩ |
| (ક) હીંદની આર્થિક સ્થિતિ ... ... | ૧૯ |
| (ડ) દુનિયાની સોનાની પેદાશ ... ... | ૨૪ |
| ૪. ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં. | ૨૮ |
| ૫. વ્હેપારી ખબરો ... ... ... | ૩૦ |
| ૬. વ્હેપારી બાતમીઓ અને આંકડાઓ... | ૩૮ |


INDEX.


| Subjects. | Page. |
|---|---|
| 1. Editor's Study... ... ... | 2 |
| 2. Reviews ... ... ... | 6 |
| 3. Commercial Subjects ... ... | |
| (a) Indo-Japan Trade ... | 10 |
| (b) Silver ... ... ... | 13 |
| (c) India, Her resources and her economics ... ... ... | 19 |
| (d) World's Gold ... ... | 24 |
| 4. War and Trade. Government Notifications ... ... ... | 28 |
| 5. Commercial Notes ... ... | 30 |
| 6. Commercial Intelligence and Statistics ... ... ... | 38 |

# અમો પોતે.

આ માસીકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસીકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ ત્રણ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૩—૬—૦ ત્રણ છ આના પોસ્ટેજ સુદ્ધા રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૪ ચાર. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

આ માસીકમાં જે જાહેર ખબરો છે તેમા કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦મી તારીખ પહેલાં આપવી જોઇએ. નહિતર તે પ્રમાણે કરવું બની શકશે નહિં

## EDITOR'S STUDY.

## અધિપતિની નોંધ.

લડાઇ શરૂ થયા પછી બ્રિટીશ સામ્રાજ્યનું વેપાર અને ઉદ્યોગ ખીલવવા તરફ ઘણુંજ લક્ષ ખેંચાયલું છે, ત્યાર પહેલાં ઘણું ખરૂં માન્ચેસ્ટરની "ચાલવા દો" ની રાજનીતિ (જેને Laissez Faire તરીકે ઓળખવામાં આવતી હતી) તે પ્રચલિત હતી પણ લડાઇ ફાટ્યા પછી સરકારને એક સરકાર તરીકે વધારે અને વધારે વચમાં પડવું પડેલું છે. જકાતની છુટાપણાની રાજ્યનીતિને બદલે પસંદગીની રાજ્યનીતિ હવે આવવી જોઇએ એમ આ ઉપરથી કેટલાએક લોકો માને છે, લૉર્ડ બાલ્ફુરની કમિટીએ પણ હમણાં તે મુજબનોજ રીપોર્ટ કરેલો છે આવી જાતનો ફેરફાર થશે કે કેમ તે સવાલનો ઉત્તર આપવો સહેલો નથી, તેનો આધાર ઘણા જુદા જુદા કારણો પર રહેલો છે અને કદાચ એકલા ગ્રેટબ્રિટનના મત આપનારાઓ પણ તેનો નિર્ણય કરી શકશે નહિ. જુદાં જુદાં સંસ્થાનો તથા હિંદુસ્તાન કે જેઓએ સામ્રાજ્ય માટે લડાઇમાં મોટા ભોગો આપેલા છે તેમનો મત પણ લેવામાં આવશેજ. તેમજ બ્રિટીશ સામ્રાજ્ય સાથે ઉભા રહી જર્મની સાથે લડેલાં છે તે મિત્રરાજ્યોને પણ પોતાનો મત જણાવવાની તક જરૂર આપવામાં આવશેજ. આવી રીતે પસંગીની રાજ્યનીતિ સારી કે છુટાપણાની તે સવાલ જો કે હાલ એમને એમ અધ્ધરજ રહેશે તોપણ સામ્રાજ્યના વેપાર અને ઉદ્યોગ ખીલવવા તરફ તો બધે ઠેકાણેથી એક મનજ છે હિંદુસ્તાનના વેપાર અને

ઉદ્યોગ તરફ પણ ઘણું ધ્યાન એ ચાયલું છે અને લડાઈ પછીના વેપારના સવાલ બાબે નામદાર સરકારે જે લતીફો બહાર પાડેલો હતો અને જુદા જુદા ચેમ્બરોના મત મગાવ્યા હતા તેની અંદર પણ મુળ ઉદ્દેશ સામ્રાજ્યના વેપાર ઉદ્યોગની રાજ્યનીતિ એક ધોરણ ઉપર મુકવાનો હતો. હિંદી ઔદ્યોગિક કમિશને પણ પોતાના સવાલો લગભગ એજ ધોરણ ઉપર રચેલા છે. તેમજ બ્રિટીશ સરકારે એ સઘળા સવાલો ઉપર વિચાર કરવાને Dominions Commission સંસ્થાનોનું કમિશન નીમ્યું હતું જેણે પોતાના રીપોર્ટમાં મુળ અગત્યના સામ્રાજ્યના અંદરના જુદા જુદા ભાગો વચ્ચેનાં વ્યવહારનાં સાધનો ખીલવવાના સવાલને આપેલી છે.

---

પોતાના રીપોર્ટમાં કમિશન નીચે પ્રમાણે જણાવે છેઃ—

"છેલ્લા કેટલાંએક વર્ષ થયાં ગ્રેટબ્રિટન અને બીજાં બ્રિટીશ સસ્થાનોમાંથી આવતા માલને બ્રિટીશ સંસ્થાનોએ જકાતની પસંદગી આપેલી છે. તેઓની તરફથી એમ કહેવામાં આવે છે કે તેજ પ્રમાણે બ્રિટીશ સરકારે તેમના માલને પસંદગી આપવી. પણ હજુ સુધી કોઇએ પણ એ સિદ્ધાન્તની યોગ્યતા બરાબર પિછાણી નથી કે આવી જાતની જકાતની પસંદગી કરતા ગ્રેટબ્રિટનમાંથી સંસ્થાનોમાં જવા અને ત્યાંથી ગ્રેટબ્રિટન આવતા માલ ઉપર જે નુર પડે છે તે વધારે ઉપયોગી તત્વ છે" લડાઇ શરૂ થયા પહેલાં પણ જકાતના કરતાં દરિયાઈ નુર વધારે હતું. દરિયાઇ નુર લડાઇ પછી ઓછું કરવાને માટે નીચે જણાવેલા ઉપાયો ઉપરનાં કમિશન તરફથી સુચવવામાં આવેલ છે.

(૧) સરકારી ટપાલ તથા સ્ટીમરો વિગેરેના કૉન્ટ્રેકટરોએ પોતાના ભાવોનું શેડયુલ સરકારની પરવાનગી માટે રજુ કરવું જોઇએ.

(૨) વહાણના માલેકો વેપાર ધંધાને નુકસાન થાય એવું કંઇ કરતાં હોય તો તે બાબત માલ મ્હડાવનારાઓની ફરિયાદ સાંભળવા માટે બૉર્ડની નિમણુક

આ બાબત ઉપર લખતાં કલકત્તાનું કૅપીટલ પત્ર લખે છે કે દરિયાઇ નુર જેમ મોટો બોજો છે અને બ્રિટીશ સામ્રાજ્યમાં જુદાં જુદાં સંસ્થાનો વચ્ચે વેપાર ખીલવવામાં વાધો લાવે છે તેમ હિંદુસ્તાનના રેલ્વેના સવાલો પણ હજુ બરાબર નિર્ણય ઉપર લાવી શકવામાં આવ્યા નથી અને તેથી વેપાર ઉદ્યોગને ઘણું નુકશાન છે. રેલ્વેના દરોનો સવાલ એટલો મોટો અને ગુંચવાડાવાળો છે કે તેને વપાસવાને માટે એક જુદી કમિટીજ નીમવી જોઇએ. તેને બદલે તે બાબતના ત્રણ ચાર સવાલો ઔદ્યોગિક કમિશનના સો ઉપરના સવાલોમાં દાખલ કરવામાં આવ્યા હતા! રેલ્વેને માટે જે ખર્ચ સ્વાભાવિક રીતે હમણાં ઘટાડી દેવામા આવ્યો છે પણ લડાઇ પછી જ્યારે તે વધારવામાં આવશે ત્યારે તે કઇ રીતે ઉઘરાવવામાં આવશે તે જોવાનું છે. બ્રિટીશ નાણાં બજારમાંથી આશાકારક જવાબ મળી શકે નહિ, આ દેશમાંજ રૂપીઆની લોન કાઢવી જોઇએ એમ કૅપીટલ જણાવે છે પણ તેજ વખતે તે ટીકા કરે છે કે લડાઇ શરૂ થયા

પછી આશરે ૪૦ કરોડ રૂપિઆની સરકારી જામિનગીરીઓ બજારમાં મુકવામાં આવી છે તે વાત પણ ભુલી જવી જોઈતી નથી આ સઘળા પ્રશ્નોનું નિરાકારણ થાય તે પહેલાં સઘળી રેલ્વેઓનું મેનેજમેન્ટ કમ્પની હસ્તકે થશે કે સરકાર હસ્તે તેનું પણ નિરાકારણ થવું જોઈએ. કારણ કે ઘણા લોકોના માનવા મુજબ તેના ઉપર બીજી ઘણી અગત્યની બાબતોનો આધાર રહેલો છે.

---

ઉપર જણાવેલા સંસ્થાનોનાં કમિશને પોતાના રીપૉર્ટમાં એમ ભલામણ કરેલી છે કે એક ઇમ્પીરીયલ ડેવેલેપમેન્ટ બૉર્ડ ઉભું કરવું કે જેમાં હિંદુસ્તાન તથા સંસ્થાનોના પ્રતિનિધિઓ પણ હોવા જોઇએ. તેનું મુળ કામ નીચે પ્રમાણેનુ હોવું જોઇએ:—

આ કમિશને એક આખા બ્રિટીશ મહારાજ્યનું વ્યાપારની સુધારણા માટેનું એક મંડળ નીમવા માટે સલાહ આપેલી છે આ મંડળનું નામ ઇમ્પીરીઅલ ડેવેલેપ્મેન્ટ બૉર્ડ (Imperial Development Loard) એવું આપવાની સૂચના છે. આ મંડળમાં બ્રિટીશ મહારાજ્યના દરેક દેશોનું પ્રતિનિધિત્વ રાખવું, અને એ મડળે પ્રથમ તો સમસ્ત મહારાજ્યના જૂદા જૂદા ભાગોના વ્યાપાર સંબંધે અને પેદાશ સંબંધમાં સુધારા વધારા વિગેરે બાબતમાં જૂદી જૂદી સરકારને સલાહ આપવાનું કામ કરવું.

કમિશનના મત પ્રમાણે આ મંડળ નામદાર શહેનશાહ તરફથી નીમાવું જોઇએ અને ઇમ્પીરીઅલ કૉન્ફરન્સની સત્તા હેઠળ એણે કામ કરવું જોઇએ.

એનું મુખ્ય કામ નીચે પ્રમાણે હોવું જોઇએ:—

(૧) કમિશને આખી શહેનશાહતના જૂદા જૂદા ભાગોની જરૂરીઆતો પેદાશ, અને ખોરાકીની ચીજો સાથેનો સંબંધ વિગેરેની જે હાલમાં તપાસ શરૂ કરી છે તે ચાલુ રાખી સંપૂર્ણ કરવી.

(૨) જૂદા જૂદા ભાગોની જરૂરીઆતોમાં જે ફેરફાર થાય તે ધ્યાનમાં રાખવો અને તે બાબતમાં રીપોર્ટ કરવો અને મહારાજ્યમાંજ એ બધી જરૂરીઆતોને પુગી વળે એટલી ચીજો નિપજી શકે એવા પ્રયત્નો કરવા.

(૩) હાલમાં વૈજ્ઞાનિક શોધખોળ માટેની જે સંસ્થાઓ અસ્તિત્વમાં છે તે સંસ્થાઓની સાથે મળીને આ જાતની શોધખોળ ચાલુ રાખવી.

આ વૈજ્ઞાનિક શોધખોળ નીચે જણાવેલા હેતુ માટે થવી જોઇએ.

(અ) મહારાજ્યના દેશોથી બહારના બીજા મુલકોમાં જે ચીજો અને જે કાચો માલ હાલમાં થતો હોય તે ચીજો અને તે કાચી વસ્તુઓ મહારાજ્યનાજ દેશોમાં ઉપજાવી શકાય કે કેમ એ બાબત શોધખોળ કરવી

(બ) હાલમાં માલ બનાવવાની અને કાચા માલમાંથી જુદી જુદી ચીજો તૈયાર કરવાની જે ચાલુ રૂઢી છે

---

તે રૂઢીમાં જે નકામો ખર્ચ અથવા કાંઇ પણ ફોગટની મહેનત હોય તે બધી દૂર કરી સમસ્ત શહેનશાહતનું ઔદ્યોગિક બળ વધારે સારા પાયા પર મુકવા પ્રયત્નો કરવા.

(ક) જે કેટલીકએક ચીજો શહેનશાતમાં નજ થઇ શકે એમ હોય તે ચીજોને બદલે કોઇ એવીજ ચીજો ચાલી શકે કે કેમ તે બાબત તપાસ કરવી.

આ ઉપરાંત આ મંડળે નીચેના બીજા કામો પણ કરવાં.

(૧) શહેનશાહતનું નાણું શહેનશાહતનાજ ઉપયોગને વાસ્તે વપરાય એવા ઉપાયો યોજવા.

(૨) શહેનશાહતના બધા ભાગોમાં એક ભાગમાંથી બીજામાં લોકોની આવજા વધે અને એક દેશના માણસો બીજા દેશમાં વસવા માટે જાય તે સંબંધે દરેક રીતની માહિતી મેળવવી જેથી શહેનશાહતની વસ્તીના પ્રમાણની સમતા કેવી રીતે જાળવી શકાય એ નકકી કરી શકાય.

(૩) શહેનશાહતના મોટાં બંદરોની સુધારણા માટે પણ પ્રયત્નો કરવા, જેથી એક બીજા દેશોની જરૂરીઆતો સારી રીતે સાચવી શકાય.

(૪) સ્ટીમરો, રેલ્વે અને તાર વિગેરે દ્વારા શહેનશાહતના દેશોનો પરસ્પર વ્યવહાર વધારે સારી રીતે ખીલવવા માટે ખાસ અભ્યાસ કરવો.

(૫) વ્યાપાર સંબંધી કાયદાઓ જે જૂદા જૂદા દેશમાં હોય તે બધા કાયદા વિશે સંપૂર્ણ માહીતી મેળવવી અને બ્હારના રાજ્યોમાં પણ આવા કાયદાઓ કયા ધોરણો ઉપર રચાએલાં છે તે વિશેનું જ્ઞાન મેળવવું, અને તે સંબંધે રીપોર્ટ કરવો.

(૬) શહેનશાહતના વ્યાપાર સંબંધે આંકડા તૈયાર કરી પ્રસિદ્ધ કરવા.

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# સાભાર સ્વીકાર.

( રિવ્યુઅર—J. L. D. B.)

## નડીઆદ હિંદુ અનાથાશ્રમ.

નડીઆદ ખાતે ઉત્તમ કાર્ય બજાવી રહેલાં ઉપલાં ખાતાંનો ૩૧-૭-૧૯ સુધીનાં એક વર્ષનો રીપોર્ટ અમને મળ્યો છે, જેની પહોંચ સ્વિકારતાં અમને આનંદ વ્યાપે છે. ઘણાં જુજ સમયમાં આ ખાતાએ ઉમદા કાર્ય કરવા માંડયું છે, જે તેના ચાલકો માટે ધન્યવાદ આપનારૂં છું. આ ખાતું દર વર્ષે અનાથોની સંખ્યા સંગીન રીતિએ વધારતું ગયું છે, જે આપણું ખાસ લક્ષ ખેંચે છે. રીપૉર્ટવાળાં વર્ષના આગલા વર્ષે છોકરા અને છોકરીઓની કુલ સંખ્યા જે ૮૨ ની હતી, તે રીપોર્ટવાળા વર્ષ દરમ્યાન વધીને ૯૩ ની થઇ છે, જેમા બહુ ભાગે પાંચ અને પંદર વર્ષનાં અનાથો વિશેષ દ્રષ્યમાન થાય છે અપંગ અને વિધવાઓની સંખ્યા દશની છે. ડેમાય ઓકટેવો સાઇઝનાં અઢીસો પાનાનો રીપોર્ટ જે અમને મળ્યો છે, તેને સ્થળ સંકોચને લીધે અમે પૂરો ઇન્સાફ આપી શકીએ એમ નથી, પણ આ ખાતાને મદદ કરનાર સજ્જનોનાં જે નામો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તે સર્વની શુભ લાગણી માટે અમે તેઓને શાબાશી આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આ લાયક ખાતાંને મદદ કરવા દરેક સ્ત્રી પુરૂષ પોતાથી બનતું કરશે. આ ખાતાંને આઠ ઓરડાનું એક મકાન બંધાવવાની અતિ જરૂર છે. તેને માટે ત્રણ ઓરડી બંધાવી આપનાર દાતારો મળ્યા છે, અને પાંચ ખૂટે છે. તો તે ખોટ પુરી કરી આપનાર કોઈ સખીવજુદ નિકળી આવશે તો આ ખાતુ મકાન પૂર્ણ કરવા શક્તિવંત થશે આ આશ્રમ તરફે દાનનો જે ઉદાર પ્રવાહ ચાલુ વહેતો રહ્યો છે તેની કદર કરતાં, દાનશિલદાતાઓને અમો અનાથો તરફથી બે બોલ કહીશું કે આવા આશ્રમની ઉન્નત સ્થિતિ કરવામાં તેઓએ અવશ્ય સહભાગી થવું, જેનો બદલો તેઓને પરમાત્માજ આપશે, અહવાલમાં વ્યવસ્થાપકો યોગ્ય રીતે કથે છે કે જે પરમાત્માની કૃપાથી આ આશ્રમ અસ્તિત્વમાં આવ્યું, તેજ પરમાત્મા તેને દિન પ્રતિદિન ઉન્નત અવસ્થામાં લાવી તે દ્વારા ભારત માતાના અબાલવૃદ્ધ અનાથોને અપંગોનું પાલન પોષણ કરવા સજ્જનોને રૂડી બુધી અર્પો, તેવા વિચારથી કથે છે કે:-

મરજાઉં માગું નહિં અપને તનકે કાજ,
પરમાર્થ કે કારણે માગું ન સમજુ લાજ.

---

મહેરબાન સેક્રેટરી સાહેબ,

દેશી વેપારી ચેમ્બરનું માસીક

સાહેબ,

વિ. વિ. કે ગયા મે માસના અંકના પાને ૪૯૬-૯૭ માં જે લેખ "કાઠીયાવાડમાંથી રૂની નીકાસનું પ્રમાણ કેટલું" ના મથાળાથી આપેલ છે તેમા નીચેની ભૂલો સુધારી વાંચવાનું જણાવશોજી.

# સાભાર સ્વીકાર.

( રિવ્યુઅર—J. L. D B.)

## નડીઆદ હિંદુ અનાથાશ્રમ.

નડીઆદ ખાતે ઉત્તમ કાર્ય બજાવી રહેલાં ઉપલા ખાતાંનો ૩૧-૭-૧૬ સુધીના એક વર્ષનો રીપોર્ટ અમને મળ્યો છે, જેની પહોચ સ્વિકા [illegible] ઘણા જુજ સમ [illegible] કાર્ય કરવા માંડયું [illegible] ધન્યવાદ આપનારૂં [illegible] અનાથોની સંખ્યા [illegible]ન રીતિએ વધારતુ ગયુ છે, જે આપણું [illegible] લક્ષ ખેંચે છે રીપૉર્ટવાળા વર્ષના [illegible]ગલા વર્ષે છોકરા અને છોકરીઓની કુલ સંખ્યા જે ૮૨ ની હતી, તે રીપોર્ટવાળા વર્ષ દરમ્યાન વધીને ૯૩ ની થઇ છે, જેમા બહુ ભાગે પાચ અને પદર વર્ષનાં અનાથો વિશેષ દ્રષ્ય માન થાય છે અપંગ અને વિધવાઓની સંખ્યા દશની છે કેમાય ઓકટેવો સાઇઝના અઢીસો પાનાનો રીપોર્ટ જે અમને મળ્યો છે, તેને સ્થળ સંકોચને લીધે અમે પૂરો ઇન્સાફ આપી શકીએ એમ નથી, પણ આ ખાતાને મદદ કરનાર સજ્જનોનાં જે નામો પ્રસિદ્ધ કર વામાં આવ્યા છે તે સર્વની શુભ લાગણી માટે અમે તેઓને શાબાશી આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આ લાયક ખાતાંને મદદ કરવા દરેક સ્ત્રી પુરૂષ પોતાથી બનતુ કરશે. આ ખાતાને આઠ ઓરડાનુ એક મકાન બંધા-વવ ની અતિ જરૂર છે તેને માટે ત્રણ ઓરડી બંધાવી આપનાર દાતારો મળ્યા છે, અને પાંચ ખૂટે છે તો તે ખોટ પુરી કરી આપનાર કોઇ સખીવજુદ નિકળી આવશે તો આ ખાતુ મકાન પૂર્ણ કરવા શક્તિવંત થશે આ આશ્રમ તરફ દાનનો જે ઉદાર પ્રવાહ ચાલુ વહેતો રહ્યો છે તેની કદર કરવાં, દાનશિલદાતાઓને અમો અનાથો તરફથી એ બોલ કહીશુ કે આવા આશ્રમની ઉન્નત સ્થિતિ કરવામા તેઓએ અવશ્ય સહભાગી થવું, જેનો બદલો તેઓને પરમાત્માજ આપશે, અહેવાલમા વ્યવસ્થા પકો યોગ્ય રીતે કથે છે કે જે પરમાત્માની કૃપાથી આ આશ્રમ અસ્તિત્વમા આવ્યુ, તેજ પર માત્મા તેને દિન પ્રતિદિન ઉન્નત અવસ્થામા લાવી તે દ્વારા ભારત માતાના અબાલવૃદ્ધ અના થોને અપગોનું પાલન પોષણ કરવા સજ્જનોને રૂડી બુધી અર્પો, તેવા વિચારથી કથે છે કે:-

મરજાઉં માગુ નહિં અપને તનકે કાજ,
પરમાર્થ કે કારણે માગું ન સમજુ લાજ.

---

મહેરબાન સેક્રેટરી સાહેબ,

દેશી વેપારી ચેમ્બરનું માસીક

સાહેબ,

વિ વિ. કે ગયા મે માસના અંકના પાને ૪૯૬-૯૭ મા જે લેખ " કાઠીયાવાડમાથી રૂની નીકાસનું પ્રમાણ કેટલુ " ના મથાળાથી આપેલ છે તેમા નીચેની ભૂલો સુધારી વાંચવાનું જણાવશોજી

પાનું ૪૯૬, પાતેલી મોટી ને બદલે પાનેલી મોટી વાંચવું.
,, ૪૯૭, ૪૫ માસને , ૪-૫ માસ ,,
,, ,, મંતાલ ,, મંગલ ,,
તેમજ કપાસનો આકડો જે ૧૫૬૯૮૨ મણ છે તેને બદલે ૩૧૨૦૪ મણ વાંચવા.

લી સેવક,
મંગલ.

તા. ૧૭-૫-૧૭.

ફ્રેંચ કોન્સલ હમને એક કાગળ લખી જણાવે છે કે પારીસમાં બાંક ફ્રાંસે દીજીસ, ફ્રેં એબેરે એક કમરશિયલ ડીપાર્ટમેન્ટ ખોલ્યું છે અને ત્હેને માટે ત્હેમને હિન્દુસ્થાનમાથી દાણા, બીયા ચામડાં લાકડા વિગેરેની નિકાશ કરનાર એજન્ટોના નામ જાણવાની ઇચ્છા છે.

---

## ઑડીટ પ્રોગ્રામ એન્ડ રેફરન્સીસ.

લખનાર —કરસનદાસ બાલગોવનદાસ.

---

વ્યાપારીઓના ઇન્કમટેક્ષના વાંધાઓ પતાવવામા જેઓ મશગુલ રહે છે તે રા. રા કરસનદાસ બાલગોવનદાસે, હિન્દુસ્થાનની કંપનીઓના ૧૯૧૩ ને લગતા કાયદાની રૂએ જાહેર સંસ્થાઓના હિસાબ તપાસવા અર્થે શાં શાં ધોરણોએ તપાસણી કરવી ઘટે, હિસાબ કેવી રીતે રાખવો ઘટે, વગેરે માહિતીથી ભરપુર આ નામ નિચે અંગ્રેજીમાં બાહેર પાડ્યું છે પૂઠાંના ઉપર માત્ર "Carsondas 1917" છાપેલું છે તે જોતા જ્યારે ૧૯૧૭ ના કરસનદાસ પ્રોગ્રામ અને રેફરન્સમાં રજુ થાય છે, તો આપણે એવી આશા રાખી શકીએ કે ૧૯૧૮ ના કરસનદાસ કંઇક જુદાજ સ્વરૂપમાં દેખાવ દેશે તે દરમ્યાન આ પુસ્તક જે તેઓએ પ્રસિદ્ધ કીધું છે તે જાહેર સંસ્થાના હિસાબોમાં સંબંધ ધરાવનારાઓને ઉપયોગી થઇ પડશે તો આપણે ખૂશી થઇશું.

## ધી યુટીલીઝેશન ઑફ કૉટન વેસ્ટ.

લેખકઃ—મી. બી. એચ. કાંટાવાળા.

રાજ્ય રત્ન રાવબહાદુર હરગોવિંદદાસ કાંટાવાળાના પુત્ર જેઓ વડોદરાની મહારાજાની મીલસમા કામ કરે છે તેઓએ આ શિર્ષક નિચે ૧૮ પાનાનું નાનું પુસ્તક ઇનડીઅન ગીલ્ડ ઑવ સાયન્સ એન્ડ ટેકનૉલૉજીના હસ્તક છપાવ્યું છે. વિષય અંગ્રેજીમાં છાપવામાં આવ્યો છે. અને જેઓ મીલના વેસ્ટ સંબંધી જ્ઞાન ધરાવે છે તેઓને માટે આ ચોપડી વેસ્ટનો ઉપયોગ કેવી રીતે કરી શકાય તેનું અચ્છું દિગ્દર્શન કરાવે છે.

## બ્રહ્મચર્ય.

નિબંધ લેખક—ભાઇશંકર ગો. મહેતા

પ્રકાશકઃ—શ્રી વળા આદિત્યસહસ્ર જ્ઞાતિ હિતવર્ધક મંડળ.

શ્રીવળા આદિત્યસહસ્ર જ્ઞાતિ હિતવર્ધક મંડળે 'બ્રહ્મચર્ય' ઉપર નિબંધ લખનારને માટે ઇનામની હરિફાઇ કાઢી હતી, જેમાં રા. રા. ભાઇશંકર મહેતા પહેલા વર્ગનું ઇનામ જીતી ગયેલા હોવાથી તેનો લખેલો નિબંધ મંડળે પુસ્તકના સ્વરૂપમાં પ્રકટ કીધો છે

આ નિબંધમાં ઘણે ઠેકાણે શ્લોકો અને કવિતાઓ આપવામા આવી છે, અને તેના ટેકાએ બ્રહ્મચર્ય પાળવું શામાટે આવશ્યક છે તે જણાવ્યું છે, વળી જેને બ્રહ્મચર્ય ઉપર શ્રદ્ધા હોય તેનેજ નિબંધ વાચવા લેખક વિનવે છે. ૬ થી ૭ પાનાઓમા જણાવવામાં આવ્યું છે કે "વાચક, તું પુરૂષ હોય કે સ્ત્રી હોય, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કે શુદ્ર ગમે તે

કોટીનો જીવ હોય, વિવાહિત હોય, કે અવિવાહિત તોપણ બ્રહ્મચર્ય પાળવું એ તારે માટે આવશ્યક છે. × × અને તેના ઉપર સહાનુભૂતિ દર્શાવતો હોય તોજ આ નિબંધ તું તારા હાથમાં લેજે." અવિવાહિત માટે તો આ બધું માની શકાય. પરંતુ વિવાહિત માટે બ્રહ્મચર્ય પાળવું આવશ્યક છે એ કેમ કલ્પી શકાય? અસ્તુ. આવા વર્ણન પછી લેખક નીચલી લીટીઓ લખે છેઃ—

"સાચવજો વીર્યતણા અખુટ દ્રવ્યને,
તેથી થાશે અનેરાં કંઇ લાભજો.
દિવ્યતા પ્રસરે તમ હૃદયના હારમાં,
માટે બ્રહ્મચર્ય વ્રતને નિત્યે પાળજો."

આવી લીટીઓ ગ્રેનીકપીલ્સની જાહેરાત માટે વધુ ઉપયોગી થઇ પડવા સંભવ છે.

ચોપડીના પાછલા ભાગમાં બ્રહ્મચર્ય વિષે મનુના વિચારો આપ્યા છે તેમા નિચે મુજબ આપવામાં આવ્યું છેઃ—

C. પગમાં પગરખાં પહેરવા નહિં.
D. માથે છત્રી ઓઢવી નહિં.

મનુએ A. B. C. D. ટાંકી ઉદાહરણો આપ્યા હોય એમ અમે માનતા નથી. તેમજ આ જમાનામાં પગમાં પગરખાં પહેરવાં કે માથે છત્રી ઓઢવી તેનો નિષેધ પણ અમે સ્વિકારી શકતા નથી.

આપણો હાલનો સમય કેવો છે, દેશમાં ચાતું પરિવર્તન થતું રહ્યુ છે. જ્યાં "Fittest should survive" "લાયક અને યોગ્ય જે વસ્તુ છે તેનો નિભાવ થઇ શકે" એવી વસ્તુ સ્થિતિ ચાલુ રહેલી દ્રષ્યમાન થાય છે, અને જે સમયમાં લોકોને શુરાતન આપવાની આવશ્યકતા છે, તેવા વખતમાં આવા બાયલા અને નમાલા નિબંધો અમને રૂચિકર નથી. અમે તેના મૂળતત્વ "બ્રહ્મચર્ય"થી વિરૂદ્ધ નથી. તેની અમે સંપુર્ણપણે યોગ્યતા સ્વિકાર્યે છીએ પરંતુ તેના જે ગુણો છે તેટલાજ પુરતે અમે તેને માટે ટેકો આપીએ છીએ, અને નહિં કે તે માટે કલ્પેલી આંધળી શ્રધાને!

## શ્રી વળા ઔદીચ્ય સહસ્ત્ર જ્ઞાતિહિત વર્ધક મંડળ, મુંબઇ.

સંવત ૧૯૭૨ નો વાર્ષિક અહવાલ.

જ્ઞાતિના હિતાર્થે આ મંડળની સ્થાપના રવામાં આવેલી જણાય છે. પરતું પુસ્તકાલય કથાપી નિબન્ધો લખાવવાની યોજના આ મંડળે સ્કીપેલી જણાય છે. આ મંડળને એકંદરે વાષિક રૂ. ૭૮૬ા૰ાાા મળ્યા છે જેમાં ૩૭પાાા૰ાા લવાજમના છે. પરંતુ આશ્ચર્યની બીના એ છે કે રૂ ૪૯૦ાા૰ાા લવાજમ ખાતે હજુ ઉઘરાવવાના બાકી છે. એકંદરે રૂ. ૮૪ાા૰ાા નોજ ખર્ચ આ મંડળે કીધેલો હોવાથી આવી સ્થિતિ ચાલી શકતી હશે. નહિતો કે મંડળ કે દિવસનું બંધ થયું હોત. જ્ઞાતિહિત ધરાવનારા સભાસદોએ લવાજમ આપવામાં પ્રથમ હિવ દેખાડવું ઘટે છે.

## અમારી દિલગીરી અને ખુશાલી.

પ્રથમમાં અમને લખતાં અતિશય દિલગીરી વ્યાપે છે કે આ માસિકમા આવતા વિષયો તરફ મિત્ર ભાવે સૂચના કરનારા, માસિકનાં પ્રાકટ્યમાં ઉત્સાહ લેનાર ગરવી ગુર્જર ગિરાને ઘણી રીતિએ ચાહાનાર અને અમારા પરમ મિત્ર રા. રા. રણછોડરામ વાવાભાઇ

મહેતા બી. એ. પરમાત્માના ચરણ કમળમાં પોતાનાં શુભ કાર્યોનો હિસાબ આપવા અચાનક રીતે અકસ્માતિક થાકી ગયા છે. ઊંચી કોટીના સાહિત્ય તરફ તેઓ રચ્યા મચ્યા હોવાથી, આ માસિક પ્રત્યે તેઓ લખાણો દ્વારા પ્રસિદ્ધ થયા નહોતા. તોપણ તેમાં આવતા ઘણા વિષયો તરફ તેઓની સહાનુભુતિ હતી. એટલુંજ નહિ પણ તેમને જે પૂછવામા આવતું હતું તેનો નિખાલસ રીતે જવાબ સુદ્ધાં આપી લેખકોને ખરે માર્ગે દોરવવાનું કાર્ય કરતા હતા. આ માસિકમાં પ્રકટ થયલા અર્થશાસ્ત્રના લેખોમા અમને તેમનો જે પ્રત્યક્ષ અનુભવ મળ્યો હતો તે ઉપરથી અમે આ લખીએ છીએ. 'નવજીવન અને સત્ય' માસિકના તેઓ એક જોડીયા તંત્રી હતા એમ કહીએ તો ખોટું નથી. તેઓ જો વધુ વખત જીવ્યા હોત તો ગુર્જર ગીરા કંઇક અવનવા અલંકારો ત્વરાએ પ્રાપ્ત કરી શકત. કારણ કે તેઓ ઘણી રીતિએ તેમા સુધારો કરવાનો હુંમેશ વિચાર કરતા રહેતા હતા. પરંતુ ગરીબ ગુજરાતી ભાષાનાં અભાગ્યે હાલ તુરત તો આ ચળકતો તારો ખરી પડયો છે. જેવી ઇશ્વરેચ્છા.

---

આ સંસ્થા જ્યારથી જન્મ પામી છે, ત્યારથી તેની સાથે નિકટ સંબંધમા આવવા પછી, સંસ્થાની કારોબારી મંડળીને અને તેનાં પ્રમૂખસ્થાને શોભા આપનાર આપણા શેહેરના જાણીતા શેહેરી દીનશાહ વાચ્છાને નામદાર સરકારે 'નાઇટ બેચેલર' નો ઇલકાબ આપ્યો છે તેની નોંધ લેતાં અમને ખુશાલી ઉપજે છે. વ્યાપારી વિષયના કલેવર અને આંકડાશાસ્ત્રી અને અર્થશાસ્ત્રી તરીકે પંકાયલી મી. વાચ્છાની લાંબી જનસેવાની જે કદર કરવામાં આવી છે, અને તે દ્વારા જે ગૃહસ્થ અત્યાર સુધી મી૦ વાચ્છાને નામે મશહુર થયા હતા, તે હવેથી સર દિનશાહને નામે ઓળખાવા લાગ્યા છે, તે તરફ અમે અમારી સંતોષની અને ખુશાલીની લાગણી જાહેર કરીએ છીએ

---

## વડોદરા કેળવણી ખાતાંએ મંજુર કીધેલું પુસ્તક

આ માસિકમાં આવી ગયેલા "અર્થશાસ્ત્રના સિદ્ધાતો" નું પુસ્તક જે રા. ખારભાયાએ પ્રકટ કર્યું છે, તેને નામદાર વડોદરાની સરકારના કેળવણી ખાતાંએ લાયબ્રેરી માટે મંજુર કરી કેટલીક નકલો ખરીદી ઉત્તેજન આપ્યું છે જે જણાવતાં અમને ખુશાલી ઉપજે છે. બીજાં કેળવણી ખાતાં પણ તેનો એવો આદરસત્કાર કરશે એવી આશા રહે છે. આ પુસ્તકનો બીજો ભાગ થોડા વખતમા પ્રકટ થનાર છે.

---

એ વ્હેપારીઓ બજારના વ્હેણુ માથે ઘસડાયાંજ કરે છે એમ કહીએ તો ચાલે. દાખલા તરીકે આ વ્હેપારીઓ કોઇ પણ ચીજ બજારમાં વધુ પ્રમાણમાં સ્ટૉક થઇ ગએલી જુએ છે ત્યારે અનેક પ્રકારે તેનો લાભ લે છે.

આ વ્હેપારીઓ જ્યારે કોઇ અમુક ચીજના ભાવ ચઢી ગએલા જુએ છે ત્યારે તે ચીજ માટે લાંબો વિચાર કર્યા વગર એકદમ ઑર્ડર નોંધાવે છે. એ ચીજ તેઓ વેચવાને સમર્થ છે કે કેમ અથવા આગળ ઉપર એવાજ ભાવ રહેશે કે કેમ તેહેનો વિચાર તેઓ કરતાજ નથી. જ્યારે આ ઑર્ડરો પ્રમાણે જે માલ આવી પહોંચે છે ત્યારે માલ મોડો આવવા માટે અથવા એવાજ કાંઇ બીજાં બહાનાં કાઢી એ ચીજ મોકલનાર કારખાનાવાળાઓ સ્હામે દાવો બાંધે છે અને ઓછે ભાવે એ માલ આપી દેવા માટે માલ મોકલનારને ફરજ પાડવાનો પ્રયત્ન કરે છે. ઑર્ડરો જે ભાવે નોંધાવેલા હોય તે ભાવથી ઓછે ભાવે માલ આપવાની જો તેઓને ના પાડવામાં આવે છે તો તેઓ એ માલ મુદ્દલજ લેવાની ના પાડે છે અને આથી માલ મોકલનારને ઓછે વતે ગમે તે રીતે માલ આપી દેવાની ફરજ પડે છે.

આવી રીતના અપ્રમાણિક ધંધાથી કેટલા એક હીંદી વ્હેપારીઓ નફો મેળવવાનો પ્રયત્ન કરે છે.

કોઇ કોઇ વખત બીજો કાંઇ ઇલાજ તેઓનો ચાલતો નથી ત્યારે ચેક અથવા હુંડી સ્વીકારતા નથી અને આથી માલ મોકલનાર વ્હેપારીઓ ઘણી મુશ્કેલીમા આવી પડે છે.

માલ હલકો હોય અથવા માલ મોકલનારનો બીજો કાઇ વાંક હોય છતાં આવી રીતે હુંડીનો અસ્વીકાર કરવો એ હીંદુસ્તાનના વ્હેપારીઓ માટે ઘણુ શરમ ભરેલું છે.

બીજા દેશો, જ્યા વ્હેપારી નીતિનું ધોરણ ઉંચું છે ત્યાં માલ મોકલનારની અને માલ મંગાવનારની જવાબદારી કેટલે અંશે છે તે ચોક્કસ નક્કી કરવામાં આવેલું હોય છે પણ હીંદુસ્તાનમાં તો વ્હેપારીઓ એમજ સ્હમજે છે કે એમને પોતાને લાભ થાય તેટલા માટે અને માલના હલકાપણા માટે અથવા એ મોકવામાં કદાચ ઢીલ થએલી હોય તો તેના બદલો લેવા માટે આ રીતે હુંડીનો અસ્વીકાર અથવા માલ ન લેવા માટે દાવો નોંધાવવો એજ રીત બરોબર છે. વ્હેપારી નીતિનું ધોરણ હીંદુસ્તાનમાં આવું છે.”

આ લેખનો જવાબ આપતાં રા. રા. વી. પી. લાલન જેઓ ઉપર જણાવ્યા પ્રમાણે જાપાનમાં મ્હોટો વ્હેપાર કરે છે, તેઓ નીચે પ્રમાણે એજ જાપાની વર્તમાનપત્રમાં તા. ૧૦ મી એપ્રિલ ૧૯૧૭ ને દીવસે એક લેખ લખી જણાવે છેઃ—

“મ્હેં જાપાન ક્રૉનીકલમાં તા. ૩ જી એપ્રિલે પ્રસિદ્ધ થએલો લેખ વાચ્યો છે. અને એ આપણા જાપાનીઝ મીત્રે જે ટીકાઓ હીંદ-જાપાનના વ્યાપાર વિશે કરી છે તે ટીકાઓનો જવાબ આપવાનો હુ પ્રયત્ન કરીશ.

એ જાપાનીઝ ગૃહસ્થને હીંદ-જાપાનના વ્હેપાર વિશે ઘણો બહોળો અનુભવ છે એમ તેઓ જણાવે છે પણ એઓએ કાંઇ દૃષ્ટાંત ટાંકયા નથી તેમજ જે માસીકમાંથી એઓએ ઉતારો કરેલો છે તે માસીકનુ નામ અથવા જે બહોળો અનુભવ ધરાવનાર ગૃહસ્થે એ લેખ એ માસીકમા લખ્યો છે તે ગૃહસ્થનું નામ પોતાના લેખમા આપ્યું નથી.

વ્હેપાર સંબંધી વ્યાજબી વિવાદથી પરસ્પર વ્હેપાર ખીલવવામા ઘણી સરળતા થાય છે અને વ્હેપાર કરનારા દેશોમા મિત્રભાવ વધે છે એ વાત ખરી છે પરંતુ ઘણીવાર આ જાતનો વાદવિવાદ જુદા જુદા આશયોથી કરવામાં આવે છે તેથી કોઇ વાર વિખવાદ વધે છે

પેની જેટલો થયો. વળી ૧૯૧૬ ના જુલાઈમાં ૨૮-૫-૮ પેની ભાવ થઈ ગયો પણ પાછળથી તેજ વર્ષમાં ૩૭ પેની જેટલો ભાવ થયો. પછી બજાર શાન્ત રહ્યું અને પછી ધીમે ધીમે તે ભાવ ૩૮ પેની થયો. ૧૮૯૨ ના વર્ષથી આ ભાવ કદી પણ જોવામાં આવ્યો નથી.

છેલ્લાં કેટલાંક વર્ષો થયા દુનિયામાં ખપતના જેટલીજ રૂપાંની પેદાશ થતી આવી છે. જર્મનીમાં નાણા સમ્બન્ધી ' ડીમોનેટીઝેશન ' થવાથી અને ૧૮૭૬ માં તે રૂઢી અમલમાં મૂકાવાથી, હિન્દુસ્તાનમાં ટંકશાળો ૧૮૯૩ માં બન્ધ થવાથી અને ઓન્ટારીયો-કોબાલ્ટમાં જથ્થાબન્ધ રૂપું મળી આવવાથી કિંમતમાં મંદી થતી ગઈ હતી લ્હડાઈના છેલ્લા બે વર્ષમાં વસ્તુસ્થિતિમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. મેકસીકોની રૂપાંની પેદાશમાં ઘટાડો થઈ ગયો તે ઉપરાન્ત ૧૯૧૬ ના મે માસમાં મેકસીકોએ રૂપાંની નિકાશજ અટકાવી દીધી. આજ પ્રમાણે પેદાશમાં ઘટાડો કેનેડા તથા યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકામાં પણ જોવામાં આવ્યો.

અત્રે એટલું કહેવું જોઇએ કે કોબાલ્ટમાં તેમજ યુનાઈટેડ સ્ટેટસ ઓફ અમેરિકાના અમૂક ભાગના સિવાય બીજા પ્રદેશોમાં રૂપાનેજ માટે ખાણો ચલાવવામાં આવતી નથી. દુનિયાની પેદાશનો મ્હોટો રૂપાંનો ભાગ ત્રાંબા અને સીસાંની ખાણોમાંથી નીકળે છે તેમજ બીજી બધી ધાતુઓની ખાણોમાં પણ તે જોવામાં આવે છે ૧૯૧૫-૧૬ ની રૂપાંની પેદાશના આંકડાને માટે હમે આ બધી બાબતો ધ્યાનમાં લીધી છે. બીજી બધી ધાતુઓને માટેની માગણી બહુ થવાથી ત્હેમની પેદાશમાં પણ ઘણો વધારો થઇ ગયો. જેમ જેમ તે બધી ધાતુઓનું મૂલ્ય વધવા માંડ્યું તેમ તેમ ત્હેમની પેદાશમાં પણ વધારો થતો ગયો. એ ઉપરથી એમ જણાય કે રૂપું કે જે એજ ખાણોમાંથી નીકળે છે ત્હેની પેદાશ પણ વધી ગઈ હશેજ. પણ જરા બારીકાઇથી જોવાથી જણાશે કે બીજી બધી ધાતુઓની કિંમત એટલી બધી લ્હડાઇને લીધે વધી ગઇ છે કે કમ્પનીઓએ રૂપાંની પેદાશને ભોગે પણ બીજી ધાતુજ કહાડવા પાછળ પોતાનું લક્ષ્ય દોડાવ્યું.

લ્હડાઇને લીધે ઉપસ્થિત થયેલ વસ્તુસ્થિતિને લઇને રૂપાંની પેદાશમાં થયેલ વધારો અદૃશ્ય થઈ ગયો. હિન્દસ્થાનના માફક રૂપાંને પણ સંગ્રહ કરવામાં આવ્યું. હિન્દુસ્થાનના સંગ્રહ ઉપરાન્ત, અન્ય વ્હેપારીઓએ પણ રૂપાંનો સંગ્રહ કર્યો. ઘણી કમ્પનીઓએ યુરોપથી માલ થોડો મંગાવ્યો પણ હિન્દુસ્થાનમાં બનતો માલ બહુ મોંઘી કિંમતે બ્હાર મોકલાવ્યો.

ચીન બહુ વસ્તીવાળો દેશ છે અને પોતાનો વ્હેપાર ઘણે ભાગે રૂપાંના સંગ્રહથીજ કરે છે. જેમ ઈંગ્લન્ડમાં બેંક ઑફ ઇંગ્લન્ડમાં રાખેલ સોનું ગરજ સારે છે તેજ પ્રમાણે ચીનમાં રૂપું ગરજ સારે છે. ૧૯૧૬ ની શરૂઆતમાં ચીન પાસે લગભગ ૬૨ મીલીઅન ઔંસ રૂપું હતું. ત્હેની કિંમતમાં વધારો થવાથી ત્હેણે કુ જેટલું રૂપું કહાડી નાખ્યું અને હવે પછી પાછું સંગ્રહ કરવાનું કાર્ય ત્હેણે શરૂ કરી દીધું છે. હિન્દુસ્થાનમાં રૂપાંની બહુજ ખપત છે અને તેથી કરીને ટ્રીઝરી (સરકારી) ના સંગ્રહમાં ઘણો ઘટાડો થઇ ગયો. હિન્દુસ્થાનમાં રૂપાંની ખપત ઘણીજ છે એ વાત કોઇથી અજાણી નથી. પણ લડાઇ થતાં તે ખપત ઘણીજ વધી ગઇ છે, હિન્દુસ્થાનમાં પોતાનામાંજ ખપતાં રૂપાંના ઉપરાન્ત લશ્કરને માટે પરદેશ પણ રૂપાંની ખપત જાગી છે. ઇજીપ્તમાં ૧ શિલિંગ અને ૪ પેની બદલ એક રૂપીઓ ગણી શકવામાં આવ્યો છે અને તેજ પ્રમાણે ઇસ્ટ આફ્રિકામાં પણ બન્યું છે.

બધાં મિત્રરાજ્યોમાં ન્હાના ન્હાના ચલણી સિક્કાઓને માટે રૂપાનો જબરો ઉઠાવ થતો ગયો અને ટંકશાળોમાં કામનો બોજો ઘણો વધી ગયો. જરમનીમા રૂપાની અછત પડવાથી ત્હેને બદલે લ્હોઢાના ટુકડા પણ વપરાવા માંડયા છે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકામા તો સિક્કા સિવાય બીજી રીતે પણ રૂપાંની માગણી વધી ગઇ અને ત્હેને લીધે મ્હોટો જથ્થો ખપી ગયો અને લાખો રૂપૈયાનો ફાયદો તે દેશ કરવા શકિતવાન થયો

આ લ્હડાઇને લીધે ઑસ્ટ્રેલિયાની અને મુખ્યત્વે કરીને ન્યુ સાઉથ વેલ્સની સ્થિતિમા ઘણો ફેર પડી ગયો છે જે એક શુભ ચિહ્‌ન છે. એથી જર્મનીની અસર નીચે આવતાં ઑસ્ટ્રેલિયા બચ્યું છે. લડાઇ પહેલા આસ્ટ્રેલિયા પોતાની રૂપાંની પેદાશનો ઘણોજ થોડો ભાગ ગાળતું હતું અને ઇન્ગ્લંડ ત્હેને તે દિશામા મદદ કરવાને બહુ પ્રયાસ કર્યોજ નહોતો ખાણમાથી નીકળતી ધાતુઓ પરભારી જર્મની તથા બીજા દેશોમા મોકલાવી દેવામા આવતી હતી અને તેથી કરીને ઓસ્ટ્રેલિયામાંથી નીકળતું રૂપું જર્મની તથા બીજા દેશોની ઉપજ તરીકે ગણાતું હતું. ૧૯૧૫-૧૬માં ઓસ્ટ્રેલિયામાંની ખાણોમાંથી નીકળેલી ધાતુઓનો મ્હોટો ભાગ યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકા તથા જાપાનમાં મોકલવામાં આવ્યો; તેમજ ત્યાંને ત્યાં પણ ઘણો સારો જથ્થો ગાળવામા આવ્યો. હજી લ્હડાઇ પછી પણ ઑસ્ટ્રેલિયામાં રૂપું ઘણા મોટા જથ્થામાં ગાળવામાં આવશે એ ચોક્કસ છે, અને બ્રોકન હીલ ફીલ્ડમાં ઉપજતી ધાતુઓ ત્યાંને ત્યાંજ ગાળવા માટે જરૂર કાંઇ પગલાઓ લેવામા આવશે.

હમે જે રૂપાંના આંકડાઓ આપેલા છે તે આ બધા પ્રશ્નો ધ્યાનમાં રાખીનેજ આપ્યા છે પણ તેમ છતાં પણ હમને એ વિશે સન્દેહ તો છેજ, કારણ કે આ લ્હડાઇથી ગમે તેવી ધારણાઓ અને અટકળો ખોટી પડી ગઇ છે. તેમ છતા એટલું તો ખરૂં કે કોઇ પણ સારો અભ્યાસી આ આકડાઓ જોઇને પોતાના જ્ઞાન અને બાતમીથી તે સ્હેલાઇથી ખરા આકડાઓ વિશે ધ્યાન પહોંચાડી શકશે

જૂદા જૂદા દેશોમાંની રૂપાંની પેદાશ.

| | ૧૯૧૬. | ૧૯૧૫. | ૧૯૧૪. |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ ... ... | ૭,૨૮,૮૦,૦૦૦ | ૭,૪૯,૦૦,૦૦ | ૭,૨૪,૫૫,૦૦૦ |
| કેનેડા ... ... ... ... | ૨,૫૦,૦૦,૦૦૦ | ૨,૬૦,૦૦,૦૦૦ | ૨,૭૩,૦૦,૦૦૦ |
| મેકસીકો ... ... ... | ૪,૦૦,૦૦,૦૦૦ | ૬,૦૦,૦૦,૦૦૦ | ૭,૦૭,૦૦,૦૦૦ |
| ઑસ્ટ્રેલિયા ... ... .. | ૯૦,૦૦,૦૦૦ | ૬૦,૦૦,૦૦૦ | ૫૫,૦૦,૦૦૦ |
| યુરોપ... .. .. ... | ૪૦,૦૦,૦૦૦ | ૪૦,૦૦,૦૦૦ | ૧,૬૦,૦૦,૦૦૦ |
| એશિયા અને જાપાન .. ... | ૬૫,૦૦,૦૦૦ | ૫૦,૦૦,૦૦૦ | ૫૩,૦૦,૦૦૦ |
| આફ્રિકા ... ... ... | ૧૦,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ |
| દક્ષિણ અને મધ્ય અમેરિકા ... | ૧,૯૦,૦૦,૦૦૦ | ૧,૭૦,૦૦,૦૦૦ | ૧,૫૩,૦૦,૦૦૦ |
| | ૧૭,૭૩,૮૦,૦૦૦ | ૧૯,૩૯,૦૦,૦૦૦ | ૨૧,૩૬,૫૫,૦૦૦ |

ધી ઓગણે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

તે સિવાય નીચે ઑસ્ટ્રેલિયાના ન્યુ સાઉથ વેલ્સની ખાણોમાંથી રૂપાંની ઉપજ કેટલી થઇ ત્હેના આકડા આપ્યા છે.

| | ઑસ્ટ્રેલિયામાંજ કહાડેલું. | મિશ્ર નીકળેલું અને બ્હાર મોકલાવેલ. | કુલ્લે પેદાશ. |
|---|---|---|---|
| | ઔંસ. | ઔંસ. | ઔંસ. |
| ૧૯૦૦ | ૬,૩૭,૪૭,૪૪૬ | ૯,૩૪,૮૬,૨૩૪ | ૧૫,૭૨,૩૩,૬૮૦ |
| ૧૯૦૧ | ૬૨,૯૩,૬૧૯ | ૫૫,૨૭.૯૭૮ | ૧,૧૮,૨૧,૫૯૭ |
| ૧૯૦૨ | ૬૪,૧૬,૬૫૦ | ૩૯,૦૯,૧૧૦ | ૧,૦૩,૨૫,૭૬૦ |
| ૧૯૦૩ | ૬૪,૮૯,૬૮૯ | ૧૭,૩૬,૫૧૨ | ૮૨,૨૬,૨૦૧ |
| ૧૯૦૪ | ૭૭,૫૧,૬૬૭ | ૨૯,૪૫,૦૫૮ | ૧,૦૬,૯૬,૭૨૫ |
| ૧૯૦૫ | ૬૦,૦૪,૯૩૪ | ૩૪,૮૦,૫૬૧ | ૧,૦૨,૮૫,૪૯૫ |
| ૧૯૦૬ | ૫૫,૭૫,૪૧૦ | ૩૧,૧૧,૦૧૩ | ૮૬,૮૬,૪૨૩ |
| ૧૯૦૭ | ૫૯,૨૧,૪૫૭ | ૬૨,૨૮,૨૨૫ | ૧,૨૧,૪૯,૬૮૨ |
| ૧૯૦૮ | ૬૪,૮૪,૮૮૮ | ૫૪,૯૯,૩૮૧ | ૧,૧૯,૮૩,૬૬૯ |
| ૧૯૦૯ | ૩૭,૧૭,૦૧૬ | ૬૮,૬૭,૭૭૫ | ૧,૦૫,૮૪,૭૯૧ |
| ૧૯૧૦ | ૫૧,૯૬,૩૨૩ | ૭૬,૦૮,૩૩૬ | ૧,૨૮,૦૪,૬૫૯ |
| ૧૯૧૧ | ૫૭,૩૧,૪૬૮ | ૮૭,૯૭,૬૫૯ | ૧,૪૫,૨૯,૧૪૫ |
| ૧૯૧૨ | ૫૨,૨૦,૫૩૮ | ૮૨,૯૩,૭૧૧ | ૧,૩૫,૧૪,૨૪૯ |
| ૧૯૧૩ | ૫૯,૦૮,૬૩૮ | ૮૫,૯૬,૨૫૧ | ૧,૪૫,૦૪,૮૮૯ |
| ૧૯૧૪ | ૫૪,૮૧,૨૮૬ | ૭૮.૭૯,૨૪૦ | ૧,૩૩,૬૦,૫૨૬ |
| ૧૯૧૫ | ૩૦,૮૧,૯૫૨ | ૫૨,૨૨,૯૨૭ | ૮૩,૦૪,૮૭૯ |
| | ૧૪,૯૮,૨૨,૩૮૧ | ૧૭,૯૧,૯૦,૭૮૯ | ૩૧,૧૦,૧૨,૩૭૦ |

૧૯૧૬ ના સરકારી આકડા હમે આપી શકતા નથી પણ ધારીએ છીએ કે ૧૯૧૫ ના વર્ષ સરખામણીમાં ૧૯૧૬ માં ઘણો વધારો થઇ ગયો હશે.

નીચે બીજા કેટલાક આંકડાઓ આપ્યા છે જે ઉપરથી અભ્યાસીને ઘણું જાણવાનું મળશે.

રૂપાંની પેદાશ :—(૧૦,૦૦,૦૦૦ ઔંસના આંકડામાં)

| વર્ષ. | યુનાઇટેડ સ્ટેટસ. | મેકસીકો | કેનેડા. | બીજા દેશો. | કુલ્લે. |
|---|---|---|---|---|---|
| ૧૮૬૧-૬૫ | સરેરાશ | ૫.૮ | ૧૫.૨ | ૧૪.૪ | ૩૫.૪ |
| ૧૮૬૬-૭૦ | ,, | ૯.૮ | ૧૬.૭ | ૧૬ ૫ | ૪૩ ૦ |
| ૧૮૭૧ | | ૧૭.૮ | ૧૯.૬ | ૨૫.૯ | ૬૩.૩ |
| ૧૮૭૨ | | ૨૨.૨ | ૧૯.૬ | ૨૧.૫ | ૬૩.૩ |
| ૧૮૭૩ | | ૨૭.૬ | ૧૯.૬ | ૧૬.૧ | ૬૩.૩ |
| ૧૮૭૪ | | ૨૮.૯ | ૧૯.૬ | ૧૭.૮ | ૫૫.૩ |

## રૂપાંની પેદાશ:—( ૧૦,૦૦,૦૦૦ આંસના આંકડામાં ).

| વર્ષ. | યુનાઇટેડ સ્ટેટસ. | મેક્સીકો. | કેનેડા. | બીજા દેશો. | કુલે. |
|---|---|---|---|---|---|
| ૧૮૭૫ | ૨૪·૫ | ૧૯·૬ | | ૧૮ ૨ | ૬૨·૩ |
| ૧૮૭૬ | ૩૦·૯ | ૧૭ ૬ | | ૨૦·૧ | ૬૭·૭ |
| ૧૮૭૭ | ૩૦·૦ | ૧૯·૨ | | ૧૩·૭ | ૬૨·૭ |
| ૧૮૭૮ | ૩૫·૦ | ૨૦·૧ | | ૧૮·૩ | ૭૩·૪ |
| ૧૮૭૯ | ૩૧·૫ | ૨૦·૩ | | ૨૨ ૬ | ૭૪·૪ |
| ૧૮૮૦ | ૩૦·૩ | ૨૧·૨ | | ૨૩·૩ | ૭૪·૮ |
| ૧૮૮૧ | ૩૩·૩ | ૨૩·૭ | | ૨૨·૦ | ૭૯·૦ |
| ૧૮૮૨ | ૩૬·૨ | ૨૩·૮ | | ૨૬ ૫ | ૮૬·૫ |
| ૧૮૮૩ | ૩૫·૭ | ૨૪·૦ | | ૨૯·૫ | ૮૯·૨ |
| ૧૮૮૪ | ૩૭·૭ | ૨૫·૭ | | ૧૮·૨ | ૮૧·૬ |
| ૧૮૮૫ | ૩૯·૯ | ૨૬·૯ | | ૨૪·૮ | ૯૧·૬ |
| ૧૮૮૬ | ૩૯·૭ | ૨૭·૬ | | ૨૬·૦ | ૯૩·૩ |
| ૧૮૮૭ | ૪૧ ૭ | ૨૮ ૦ | | ૨૭·૦ | ૯૬·૭ |
| ૧૮૮૮ | ૪૫·૮ | ૨૮ ૩ | | ૩૩·૯ | ૧૦૮·૮ |
| ૧૮૮૯ | ૫૦·૧ | ૩૩·૦ | | ૩૭ ૧ | ૧૨૦·૨ |
| ૧૮૯૦ | ૪૫·૫ | ૩૩·૬ | | ૩૮·૦ | ૧૨૬·૧ |
| ૧૮૯૧ | ૫૮·૩ | ૩૫ ૭ | | ૪૩·૨ | ૧૩૭ ૨ |
| ૧૮૯૨ | ૬૩·૫ | ૩૯ ૫ | | ૫૦ ૬ | ૧૫૩·૧ |
| ૧૮૯૩ | ૬૦·૦ | ૪૪ ૪ | | ૬૧·૧ | ૧૬૫·૫ |
| ૧૮૯૪ | ૪૯·૫ | ૪૭·૦ | | ૬૮ ૧ | ૧૬૪·૬ |
| ૧૮૯૫ | ૫૫·૭ | ૪૭ ૦ | | ૬૫·૮ | ૧૬૭૫ |
| ૧૮૯૬ | ૫૮·૮ | ૪૫·૭ | | ૪૩·૬ | ૧૫૭·૧ |
| ૧૮૯૭ | ૫૩ ૯ | ૫૩·૯ | | ૫૨·૬ | ૧૬૦·૪ |
| ૧૮૯૮ | ૫૪·૪ | ૫૬ ૭ | | ૫૭·૯ | ૧૬૯·૦ |
| ૧૮૯૯ | ૫૪·૮ | ૫૫ ૬ | | ૫૭·૯ | ૧૬૮·૩ |
| ૧૯૦૦ | ૫૭ ૬ | ૫૭ ૪ | ૪·૦ | ૫૪·૬ | ૧૭૩ ૬ |
| ૧૯૦૧ | ૫૫·૨ | ૫૭ ૬ | ૫·૨ | ૫૫·૦ | ૧૭૩ ૦ |
| ૧૯૦૨ | ૫૫ ૫ | ૬૦·૨ | ૪·૩ | ૪૬ ૮ | ૧૬૨·૮ |
| ૧૯૦૩ | ૫૪·૩ | ૭૦ ૫ | ૪·૦ | ૪૮·૯ | ૧૬૭ ૭ |
| ૧૯૦૪ | ૫૭ ૭ | ૬૦ ૮ | ૩·૬ | ૫૨·૨ | ૧૬૪·૩ |
| ૧૯૦૫ | ૫૬·૧ | ૫૬·૬ | ૫·૯ | ૩૮ ૭ | ૧૫૭·૩ |
| ૧૯૦૬ | ૫૬·૫ | ૫૫·૦ | ૮ ૫ | ૪૫·૦ | ૧૬૫ ૦ |
| ૧૯૦૭ | ૫૬·૫ | ૬૧ ૧ | ૧૨·૮ | ૫૩ ૮ | ૧૮૪·૨ |
| ૧૯૦૮ | ૫૨·૪ | ૭૩·૬ | ૨૨·૧ | ૫૫ ૧ | ૨૦૩·૨ |
| ૧૯૦૯ | ૫૪ ૭ | ૭૩·૯ | ૨૭ ૮ | ૫૫ ૭ | ૨૧૨ ૧ |
| ૧૯૧૦ | ૫૭ ૧ | ૭૧·૪ | ૩૨·૦ | ૬૧ ૪ | ૨૨૨·૯ |
| ૧૯૧૧ | ૬૦·૪ | ૭૯·૦ | ૩૨ ૭ | ૫૪ ૧ | ૨૨૬·૨ |
| ૧૯૧૨ | ૬૩ ૭ | ૭૪·૬ | ૩૧·૬ | ૫૪·૪ | ૨૨૪·૩ |
| ૧૯૧૩ | ૬૬ ૮ | ૭૦ ૭ | ૩૧·૮ | ૪૫ ૨ | ૨૨૪ ૫ |
| ૧૯૧૪ | ૭૨·૪ | ૭૦·૦ | ૨૭·૩ | ૪૩ ૯ | ૨૧૩·૬ |
| ૧૯૧૫ | ૭૪ ૯ | ૬૦·૦ | ૨૬·૦ | ૩૩·૦ | ૧૯૩·૯ |
| ૧૯૧૬ | ૭૨·૯ | ૪૦·૦ | ૨૫·૦ | ૩૯·૫ | ૧૭૭·૪ |

(૧૯૦૦ ની સાલ પહેલાં આ દેશ ગણવામાં આવતો નહોતો.)

## લન્ડનમાં બાર સીલ્વરની વાર્ષિક સૌથી નીચી તથા સૌથી ઉચી તેમજ સરેરાશ કિંમતનો કોઠો. (આંસ દીઠ પેનીમાં)

| વર્ષ. | માસ. | સૌથી ઉંચી કિંમત. | માસ. | સૌથી નીચી કિંમત. | વાર્ષિક સરેરાશ. |
|---|---|---|---|---|---|
| ૧૮૭૨ | ફેબ્રુઆરી | ૬૧ ૧/૮ | નવેમ્બર. | ૫૯ ૧/૪ | ૬૦ ૫/૧૬ |
| ૧૮૭૩ | જાન્યુઆરી. | ૬૦ | ,, | ૫૭ ૧/૮ | ૫૯ ૧/૪ |
| (જરમનીએ ૧૮૭૬ માં રૂપાંનું ડીમોનેટીઝેશન અમલમાં મૂક્યું.) | | | | | |
| ૧૮૭૪ | જાન્યુઆરી. | ૫૯ ૧/૨ | ડીસેમ્બર. | ૫૭ ૧/૪ | ૫૮ ૫/૧૬ |
| ૧૮૭૫ | ,, | ૫૭ ૩/૮ | જૂન. | ૫૫ ૧/૨ | ૫૬ ૩/૮ |
| ૧૮૭૬ | ડીસેમ્બર. | ૫૮ ૧/૨ | જૂલાઇ. | ૪૬ ૩/૪ | ૫૨ ૩/૪ |
| ૧૮૭૭ | જાન્યુઆરી. | ૫૮ ૧/૪ | માર્ચ. | ૫૩ ૧/૪ | ૫૪ ૧૩/૧૬ |
| ૧૮૭૮ | ફેબ્રુઆરી. | ૫૫ ૧/૪ | ડીસેમ્બર. | ૪૯ ૧/૨ | ૫૨ ૯/૧૬ |
| ૧૮૭૯ | નવેમ્બર. | ૫૩ ૩/૪ | માર્ચ. | ૪૮ ૭/૮ | ૫૧ ૧/૪ |
| ૧૮૮૦ | જુલાઇ. | ૫૨ ૭/૮ | નવેમ્બર. | ૫૧ ૫/૮ | ૫૨ ૧/૪ |
| ૧૮૮૧ | માર્ચ. | ૫૨ ૭/૮ | જુલાઇ. | ૫૦ ૭/૮ | ૫૧ ૧૩/૧૬ |
| ૧૮૮૨ | મે. | ૫૨ ૧/૨ | ડીસેમ્બર. | ૫૦ | ૫૧ ૫/૮ |
| ૧૮૮૩ | માર્ચ. | ૫૧ ૧/૪ | જાન્યુઆરી. | ૫૦ | ૫૦ ૯/૧૬ |
| ૧૮૮૪ | જાન્યુઆરી. | ૫૧ ૩/૮ | ડીસેમ્બર. | ૪૯ ૧/૨ | ૫૦ ૫/૮ |
| ૧૮૮૫ | ,, | ૫૦ | ,, | ૪૬ ૭/૮ | ૪૮ ૫/૮ |
| ૧૮૮૬ | ,, | ૪૭ | ,, | ૪૨ ૭/૮ | ૪૫ ૩/૮ |
| ૧૮૮૭ | ,, | ૪૭ ૧/૮ | એપ્રિલ. | ૪૩ ૧/૪ | ૪૪ ૫/૮ |
| ૧૮૮૮ | ,, | ૪૪ ૧/૮ | મે. | ૪૧ ૫/૮ | ૪૨ ૭/૮ |
| ૧૮૮૯ | ડીસેમ્બર. | ૪૪ ૩/૮ | ,, | ૪૧ | ૪૨ ૧૧/૧૬ |
| ૧૮૯૦ | સપ્ટેમ્બર. | ૫૪ ૫/૮ | ફેબ્રુઆરી. | ૪૩ ૫/૮ | ૪૭ ૧૧/૧૬ |
| ૧૮૯૧ | જાન્યુઆરી. | ૪૮ ૩/૪ | નવેમ્બર. | ૪૩ ૧/૨ | ૪૫ ૧/૧૬ |
| ૧૮૯૨ | ,, | ૪૩ ૩/૪ | ઓગષ્ટ. | ૩૭ ૭/૮ | ૩૯ ૧૩/૧૬ |
| ૧૮૯૩ | ,, | ૩૮ ૩/૪ | જુન. | ૩૦ ૧/૨ | ૩૫ ૫/૮ |
| (૧૮૯૩ માં હિન્દુસ્થાનમાં ટંકશાળો બન્ધ થઇ). | | | | | |
| ૧૮૯૪ | જાન્યુઆરી. | ૩૧ ૩/૪ | ડીસેમ્બર. | ૨૭ ૧/૪ | ૨૮ ૧૫/૧૬ |
| ૧૮૯૫ | ઑક્ટોબર. | ૩૧ ૩/૮ | જાન્યુઆરી. | ૨૭ ૩/૮ | ૨૯ ૭/૮ |
| ૧૮૯૬ | જુન. | ૩૧ ૧/૧૬ | નવેમ્બર | ૨૯ ૩/૪ | ૩૦ ૩/૪ |
| ૧૮૯૭ | જાન્યુઆરી. | ૨૯ ૧૩/૧૬ | ઑગષ્ટ. | ૨૩ ૩/૪ | ૨૭ ૧૧/૧૬ |
| ૧૮૯૮ | સપ્ટેમ્બર. | ૨૮ ૫/૮ | માર્ચ. | ૨૫ | ૨૬ ૧૧/૧૬ |
| ૧૮૯૯ | એપ્રિલ. | ૨૮ ૭/૮ | ઑક્ટોબર | ૨૬ ૫/૮ | ૨૭ ૭/૧૬ |
| ૧૯૦૦ | ઑક્ટોબર. | ૩૦ ૩/૧૬ | જાન્યુઆરી. | ૨૭ | ૨૮ ૧/૪ |

મેટલીક શીલીંગની સારી ડીઝાઈન ગમશે કે ?

# डा॰ भाऊ दाजी यांचे
# एशियाटिक बाम

## લૉર્ડ કીચનરના ઉત્તમ શબ્દો.

"પૂર્ણ તૈયારી કરો. સર્વ ખાતામા સર્વ વહિવટમા કરકસર કરો." આ ઉત્તમ શબ્દો, આ શત્રુને ત્રાસકારક ગર્જના તે મહાયોદ્ધા-મહા-પુરૂષ-સેનાપતિ લૉર્ડ કિચનરના મુખમાથી તા ૪ થી આગસ્ટ સન ૧૯૧૪ ના રોજ જ્યારે પ્રકટ થતા અને ઝટપટ નીકળ્યા તે સર્વ લોકોએ સ્વિકાર્યા. તેજ પ્રમાણે પોતાના તથા પોતાના વ્હાલાઓની જીંદગી સુખી કરવા માટે આવેલુ દુઃખ દૂર કરવા કરકસર કરીને પૂર્ણ તૈયારી કરી રાખવી એ હમેશા સારૂ છે. આપણા જગપ્રસિદ્ધ નામદાર ભાઉ દાજીની અનુભવથી સિદ્ધ થએલી દૈવી અસરકારક દવા એશીઆટિક બામ પાસે રાખવાથી દુ:ખ દૂર કરી શકાશે.

વાયુ શરદી, ઘા ઝખ વગેરેથી ઉત્પન્ન થતા અનેક રોગોપર આ અચૂક રામબાણ દવા છે. ખરીદતી વખતે પેકી ઉપર અસલ છાપ રજીસ્ટર્ડની સીલ તથા આગળ બાજુપર ડા. ભાઉ દાજીના ફોટાવાળુ એશિયાટિક બામ તપાસીને લેજો. આ દવા બે સાઇઝમા સર્વ ઠેકાણે વેચાતી મળે છે.

તાબડતોબ આજને આજ મગાવો.

---

## વનૌષધી સાર્સાપરેલા.

આ સાર્સાપરેલા સેવન કર્યાથી ઉપદંશજન્ય, ગરમીના રોગો તથા રસાયણી સેવન કરવાથી શરીર ઉપર થનારા ભયંકર વીકારો (લોહીનુ બગડી જવુ) તથા ધાતુના વીકારોને નાબુદ કરીને લોહીને સુધારે છે અને ચામડી ઉપર થતા અનેક પ્રકારના રોગોને મટાડે છે.

વળી આ સાર્સાપરીલા ગમે તે માણસે લીધો હોય તો લોહીનો સુધારો કરીને કૌવત આપે છે તથા સ્મરણશક્તિ વધારે છે. બાટલી એકની કીમત રૂા ૧.

### મહા કુષ્ટ તથા સફેદ કોઢ ઉપર

### બે અતિ ઉત્તમ ગુણદાયક ઔષધી

સારસ મધુવલ્લી કીમત રૂ. ૧।
નાગવલ્લી તેલ ,, રૂ. ૨
} આ દવા પેટમા લીધાથી અને તેલ ઉપર લગાડવાથી નીચે લખેલા વિકારો ખાત્રીથી સારા થાય છે. અઢાર પ્રકારના કુષ્ટ રોગ, જેવા કે શરીરની ત્વચા ઉપર સફેદ, લાલ, કાળા, જાંબુ રંગના ડાઘ તથા સુનબહેરી ઇત્યાદિ દરદો ઉપરની દવા લીધાથી ખાત્રીથી સારા થાય છે, તેમજ લોહીનો સુધારો થઇ કાંતિને વધારે છે.

**ડૉ૦ ધાકજી ભાણજી સાવંત**

ફણસવાડી,—મુંબઇ.

| વર્ષ. | માસ. | સૌથી ઉંચી કિંમત. | માસ. | સૌથી નીચી કિંમત. | વાર્ષિક સરેરાશ. |
|---|---|---|---|---|---|
| ૧૯૦૧ | જાન્યુઆરી. | ૨૯ ૫/૧૬ | ડીસેમ્બર. | ૨૪ ૩/૧૬ | ૨૭ ૩/૧૬ |
| ૧૯૦૨ | ,, | ૨૬ ૩/૧૬ | નવેમ્બર. | ૨૧ ૫/૧૬ | ૨૪ |
| ૧૯૦૩ | ઑકટોબર. | ૨૮ ૧/૪ | જાન્યુઆરી. | ૨૧ ૩/૧૬ | ૨૪ ૩/૮ |
| ૧૯૦૪ | ડીસેમ્બર. | ૨૮ ૫/૧૬ | એપ્રિલ. | ૨૪ ૭/૧૬ | ૨૬ ૩/૮ |
| ૧૯૦૫ | ,, | ૩૦ ૫/૧૬ | ,, | ૨૫ ૩/૧૬ | ૨૭ ૧૩/૧૬ |
| ૧૯૦૬ | નવેમ્બર | ૩૩ ૧/૮ | માર્ચ. | ૨૯ | ૩૦ ૭/૮ |
| ૧૯૦૭ | જાન્યુઆરી. | ૩૨ ૭/૧૬ | ડીસેમ્બર. | ૨૪ ૩/૧૬ | ૩૦ ૫/૧૬ |
| ૧૯૦૮ | ,, | ૨૭ | ,, | ૨૨ | ૨૪ ૭/૧૬ |
| ૧૯૦૯ | મે. | ૨૪ ૭/૮ | ઑકટોબર. | ૨૩ ૧/૧૬ | ૨૭ ૧૧/૧૬ |
| ૧૯૧૦ | નવેમ્બર. | ૨૬ ૩/૪ | માર્ચ. | ૨૩ ૩/૧૬ | ૨૪ ૧૧/૧૬ |
| ૧૯૧૧ | ,, | ૨૬ ૧/૮ | ફેબ્રુઆરી. | ૨૩ ૧૧/૧૬ | ૨૪ ૫/૮ |
| ૧૯૧૨ | ડીસેમ્બર. | ૨૯ ૧૧/૧૬ | જાન્યુઆરી | ૨૫ ૧/૮ | ૨૮ |
| ૧૯૧૩ | જાન્યુઆરી. | ૨૯ ૩/૮ | માર્ચ. | ૨૬ ૧૫/૧૬ | ૨૭ ૧૫/૧૬ |
| ૧૯૧૪ | ઑગષ્ટ. | ૨૭ ૧/૪ | નવેમ્બર | ૨૨ ૧/૮ | ૨૫ ૫/૧૬ |
| ૧૯૧૫ | નવેમ્બર. | ૨૭ ૩/૪ | ફેબ્રુઆરી. | ૨૨ ૧/૪ | ૨૩ ૫/૮ |
| ૧૯૧૬ | મે. | ૩૭ ૩/૪ | જાન્યુઆરી. | ૨૬ ૧૧/૧૬ | ૩૧ ૫/૧૬ |

---

## INDIA HER RESOURCES AND HER ECONOMICS.

## હિંદની આર્થિક સ્થિતિ.

(માર્કેટ માટે ખાસ લખનાર—શ્રી જે. લ. દ. બારભાયા)

### પ્રકરણ ૩ જું.

### CLIMATE.

### આબોહવા.

પૃથ્વીના ગોળા ઉપર જે રેખાએ અને આક્ષાંશે હિંદુસ્થાન ગોઠવાયું છે, તેના ઉપર હિંદની આબોહવાનું પ્રમાણ ગણી શકાય. હિંદુસ્થાન દેશ આખો લઇએ તો એટલો બધો મોટો છે કે સઘળે ઠેકાણે એક સરખી આબોહવા રહે એ મુશ્કેલ છે. હિમાલયની પહાડીમાં આવેલા ભાગો ઠંડા છે. ઉંચી ટેકરી ઉપર આવેલા દેશો પણ ઠંડા છે. કાશ્મીરનો પ્રદેશ શિઆળામાં અતિશય ઠંડો રહે છે અને તેથી ત્યાંના લોકો અતિ ગોરા હોય છે. દુનિયામાં જે જે દેશો ઉત્તર દક્ષિણ ૪૦° થી ૮૦° અક્ષાંશે છે ત્યાંના લોકો અતિ ઠંડીને લીધે ગોરા છે. જે જે દેશો ૨૦° થી ૪૦° ના અક્ષાંશે છે ત્યાંના લોકો પીળા છે અથવા ઘઉંવર્ણા છે, અને જે દેશો ૦° થી ૨૦ ને અક્ષાંશે મધ્યમાં છે ત્યાંના લોકો અતિ કાળા હોય છે. સૂર્યના તાપને અંગે પડતી અતિ ગરમીનું આ પરિણામ છે. હિંદનો ભાગ ૧૦° અક્ષાંશથી ઉત્તરે લગભગ ૨૦° અક્ષાંશ ઉપર ગયો છે અને તેથી અત્રેના લોકો આફ્રિકાના જેમ બરોબર મધ્યમાં ન હોવાથી ઘઉંવર્ણા છે, અને

જેમ ઉત્તરે જઈએ તેમ ગોરા હોય છે. આને પરિણામેજ તેમજ હિમાલયની ટળેટીની શિતળતાને સંયોગે કાશ્મીરના લોકો વધુ ગોરા હોય છે.

હિમાલયના પહાડો બરોબર હિંદની ઉત્તરે ઉંચાઈમાં રહેલા હોવાથી તે હિંદના માથારૂપ છે અને એશિઆ માઈનરમાંથી આવતી આખો હવાને હિંદ તરફ ધસકાઈ આવતી અટકાવનાર કિલ્લા રોકા છે. તોપણ આખો હવાને માટે પણ આપણને હિંદ દેશને ઉત્તર અને દક્ષિણ એમ બે ભાગોમાં વહેંચવો પડશે. કારણ કે ઉત્તર તરફની આખો હવા જ્યારે હિમાલયની ટળેટીને આધીન છે, ત્યારે દક્ષિણ હિંદની આખો હવા બે બાજુએ આવેલા દરિઆને આધીન રહેલી છે. કાશ્મીરનો મુલક જેમ ઠંડો છે તેમ ઉત્તરનો ભાગ ઠંડીના દિવસમાં સખ્ત ઠંડી અને ગરમીના વખતમાં સખ્ત ગરમીવાળો છે. પૂર્વ તરફ વધતાં ઠંડી અને ગરમી ઓછાં થતાં જાય છે. બંગાળ અને આસામમાં ઉત્તરના પ્રમાણમાં ઠંડી ઘણી ઓછી અને મુંબઈના ભાગો કરતાં વિશેષ હોય છે. તેવીજ રીતે ગરમી પણ મુંબઈના ભાગો કરતાં વધુ અને ઉત્તરના ભાગો કરતાં ઓછી હોય છે. ઉત્તર હિંદના પ્રદેશની દક્ષિણે આવતા પશ્ચિમ તરફ પંજાબ, સિંધ અને રજપુતાણાનો ભાગ સુકી હવાવાળો અને માધારણ ગરમી અને વિશેષ ઠંડીવાળો છે. ત્યારે પૂર્વ તરફ પૂર્વ બંગાળ અને આસામનો અને તેની પૂર્વનો ભાગ ભીની હવાવાળો અને ઠંડો છે. અરબી સમુદ્ર તરફની હવા દક્ષિણ તરફ પશ્ચિમના ભાગને મળતી હોવાથી હવા સુકી તેમજ બહુ ઠંડી નહિ તેમજ બહુજ ગરમ નહિ એવી હોય છે. પૂર્વ તરફના દેશોને બંગાળના અખાતમાંથી હવા મળે છે અને તેથી ઠંડી જેમ વિશેષ તેમજ ગરમી પણ વિશેષ હોય છે. છતાં દક્ષિણ તરફ વધતાં ત્રણે તરફ પાણી હોવાથી હવા ઠંડી હોય છે.

**ઋતુ.** હિંદની ઋતુ છ જાતની લેખવામાં આવે છે. પરંતુ તેનાં ઉંડાણમાં જવાની આવશ્યકતા ન હોવાથી આપણે શિયાળો, ઉન્હાળો અને ચોમાસું એ ત્રણ ઋતુને વળગીને રહીશું. નવેમ્બર ડીસેમ્બર, જાન્યુઆરી અને ફેબ્રુઆરી ઠંડી અને વસંત ઋતુના માસો છે. માર્ચ, એપ્રીલ, મે અને જુન એ ગરમીના માસો છે. જુલાઈ, ઑગસ્ટ, સપટેમ્બર અને ઑકટોબર એ વર્ષાદ ઋતુના માસો છે.

**વર્ષાદ.** હિમાલયની ટળેટીના ભાગોમાં જયારે ત્યારે–મહિનામાં એક વાર તો જરૂર–વર્ષાદ પડે છે અને ઉત્તરના ભાગમાં કરાંવાળો વર્ષાદ જ્યારે ત્યારે પડે છે. ઠંડીના માસોના અરસામાં પંજાબ તરફ તોફાન સાથે વર્ષાદ પડે છે, અને માર્ચથી મે માસના અરસામાં પૂર્વ તરફના ભાગોમા વર્ષાદ આવે છે. ઠંડીના વખ્તનો ઉત્તરનો અને ગરમીના વખતમાં પૂર્વ તરફનો આ વર્ષાદ ઉત્તમ ગરજ સારે છે. દક્ષિણ તરફ પશ્ચિમ બાજુએ અરબી સમુદ્ર તરફથી વાદળાઓ વર્ષાદથી ભરાઈ કાળાં થઈને ચઢી આવે છે. અને જુનથી સપટેમ્બર સુધીમાં વર્ષાદનો મોટો ભાગ ત્યાં પડે છે અકટોબરથી પવન દક્ષિણ તરફ વધે છે અને પછી વર્ષાદ ખતમ થતો જાય છે. વર્ષા ઋતુમાં દક્ષિણમાં હિંદી સમુદ્ર તરફથી વર્ષા ઋતુનો પ્રવાહ શરૂ થાય છે અને પ્રથમ સિલોનમાં તેનો દેખાવ રજુ થાય છે. પછી તેનો પ્રવાહ ઉતરે વધે છે અને અરબી સમુદ્ર તેમજ બંગાળના અખાતમાંથી તેનો પ્રવાહ વધી દક્ષિણ તરફના ભાગના દેશોમાં તેનો દેખાવ રજુ થાય છે. મુંબઈ તરફનો પ્રવાહ અરબી સમુદ્રમાંથી આવી દક્ષિણના ભાગમાં મહારાષ્ટ્ર અને ઉત્તરના ભાગમાં મધ્ય હિંદ તરફ વધે છે. બંગાળના અખાત તરફનો પ્રવાહ પશ્ચિમે, દક્ષિણના પૂર્વ તરફના બંદરોએ થઈ આગળ વધે છે.

મુંબઇ તરફના ભાગનો પ્રવાહ જુન માસમાં અને બંગાળ તરફના પ્રવાહ કરતાં બે અઠવાડીયાં વ્હેલો શરૂ થાય છે. જમીનમાંથી બરોબર અને પુરેપુરો પાક નિપજાવવા માટે સારા વર્ષાદની આવશ્યકતા રહે છે. વર્ષાદની જરૂરીઆત નિચલાં કારણોએ પુરવાર થાય છે:—

૧. દર વર્ષે બરોબર વર્ષાદ આવે તો પાક સારો ઉતરે, તેમજ પાકને નુકશાન ન પહોચે.

૨. વર્ષાદને લીધે નદીઓ, નહેરો અને કુવાઓમાં પાણી બરોબર મળવાથી ઢોર અને માણસો પીવાને તેમજ ખેતીવાડીના ઉપયોગમા આવે.

૩ વર્ષાદ બરોબર ન પડે તો પાકને નુકશાન થાય, સમુળગો ન પડે તો પાક નિપજે નહિં અને દુકાળ પડે

૪. દુકાળને લીધે ઢોર મરે, માણસોને અન્ન મળે નહિં, દેશની ઉપજ ઓછી થવાથી તેની અસર વ્યાપાર ઉપર થાય

૫. વ્યાપાર ઉપર અસર થવાથી દેશની સંપતિ ઉપર અસર થાય છે. દેશની આબોહવા અવ્યવસ્થિત થાય છે. તેની અસર લોકોની સુખાકારી ઉપર થાય છે. લોકોનુ મરણ પ્રમાણ વધે છે અને દેશની આર્થીક સ્થિતિને નુકશાન કરનારા અનેક કારણો ઉદ્ભવે છે. જે સ્થળે ચોખાનો પાક ઉપજે છે ત્યાં નેહરની જો સગવડ ન હોય તો સારો પાક ઉપજાવવા માટે ઓછામાં ઓછો ૪૦ ઈંચ વર્ષાદ હોવો જોઇએ. ગયા વર્ષમાં જે ઓછામાં ઓછો અથવા વધુમા વધુ જે વર્ષાદ જૂદે જૂદે સ્થળોએ પડયો હતો તે નિચે મૂજબ હતો —

| દેશના ભાગો<br>વધુમાં વધુ પડલો વર્ષાદ | દર વર્ષે સરાસરી<br>પડેલો વર્ષાદ. |
|---|---|
| પશ્ચિમ કોષ્ટો. | ઈંચ. |
| ઉત્તરનો ભાગ અથવા કોકણ | ૧૩૪ |
| દક્ષિણનો ભાગ અથવા મલબાર | ૧૧૫ |
| પૂર્વ હિમાલય | ૧૨૪ |
| પૂર્વ બંગાળ અને આસામ | ૯૫ |
| સાધારણ વધારે વર્ષાદ. | |
| દક્ષિણ બંગાળ | ૬૫ |
| પશ્ચિમ બંગાળ અને છોટાનાગપુર | ૫૩ |
| બિહાર | ૪૫ |
| મધ્ય પ્રાંતો અને દક્ષિણ ઓરિસા | ૫૨ |
| પશ્ચિમ હિમાલય | ૫૭ |
| સાધારણ વર્ષાદ | |
| સંયુકત પ્રાંતો | ૩૯ |
| બીરાર અને ખાનદેશ | ૩૪ |
| ગુજરાત | ૩૨ |
| દક્ષિણ તરફનો ઉત્તર ભાગ | ૩૦ |
| નિઝામી સલતનત | ૩૩ |
| મહિસુર | ૨૯ |
| જુજ વર્ષાદ. | |
| રજપુતાણા | ૨૩ |
| પંજાબની જગ્યા | ૨૧ |
| સિંધ | ૯ |

નોંધ —બર્મા સિવાય આખા હિંદની સરેરાસ વર્ષાદ પડવાની સ્થિતિ ૪૨ ઈંચ લેખાઇ છે

---

## પ્રકરણ ૪ થુ.

## FLORA AND FAUNA.

### વનસ્પતિ અને જનાવરો.

હિંદમાં રોજ સૂર્ય ઉગે છે, પુરતો પ્રકાશ આપી આથમે છે વળી બધીએ ઋતુઓ એવી રીતે સુસગ્ગ ગોઠવાઈ છે, કે હિંદની ભૂમીમા દરેક પ્રકારનુ ફળ પેદા કરી શકાય છે

વનસ્પતિ આથી કરીને જેટલી જાતની વનસ્પતિ હિંદમા પેદા થાય છે, તેટલી જાત

ભાગ્યેજ અન્ય દેશમાં પેદા થતી હશે. ફળ તેમજ ફુલમાં ઉત્તરનો પ્રદેશ જાણીતો છે, અને શાકભાજીમાં દક્ષિણનો પ્રદેશ જાણીતો છે. દ્રાક્ષ, ચીકુ, નારંગી, મુસમ્બી, સક્કરજંદ, અન્નેનાસ, મંગુસ્તાન, ફલીંગર, દાડમ, સિતાફળ, રામફળ, પપૈનાસ વગેરે ફળો ઉત્તર તરફ વધુ પ્રમાણમાં પેદા થાય છે. બટેટાનો મોટો જથ્થો કરાંચી અને મહાબળેશ્વરમાં પેદા થાય છે. તુરીયા, ભીંડાં, ચોળાફળી વાલપાપડી, વટાણા, વેંગણ, શીંગ, ગુવાર, કાંગર, ચોધારી, ગરીયા, ટામેટા, ઝુમખડાં, ગુંદાં, રૂણાસી, ભાજી, રતાળુ, સુરણ, સકરઆં, આદુ, હળદર, કેરી, વગેરે ચીજો દક્ષિણ બાજુએ વિશેષ થાય છે. શાકભાજીમાં ગુજરાતનો ભાગ વિશેષ જાણીતો છે, અને તેને લીધેજ સુરત અને ભરૂચના લોકો તેથી વિશેષ માહિતગાર હોય છે. પુના છોડયા પછી દક્ષિણ તરફ શાકભાજી તેમજ અંજીર, ફલીંગર, નારંગી વગેરે ફળો મોટા જથ્થામાં ઉત્પન્ન થાય છે.

દક્ષિણોત્તરાયણ. જે દેશો દક્ષિણોત્તરાયણ દિશા તરફના એટલે જેને અંગ્રેજીમાં Tropical કહે છે ત્યાં ચોખા, કોફી, કોકો, શેરડી, મધ, કરીઆણું રબર, ગેટા–મરચા, અન્નેનાસ, કેળાં, વગેરે ચીજો સારી ઉપજાવી શકે છે.

સમદક્ષિણોત્તરાયણ. જે દેશો સમ દક્ષિણોત્તરાયણ દિશા તરફના છે એટલે કે જેને અંગ્રેજીમાં—Sub tropical કહે છે, તે દેશો રૂ, તંબાકુ, અફીણ અને શણ ઉપજાવી શકવા માટે સારા છે.

સમશીતોષ્ણ કટિબંધ—Temperate Zone કહેવા જે દેશો સમશીતોષ્ણ કટિબંધ કે ત્યાં ઘઉં, મકાઇ, જવ, દાળ, બટેટા, પોપઇયા અને રેસાઓ પેદા કરવા માટે જાણીતા છે.

આ સિવાય વણ, ગુંદર, લાગ, અને ગુણીની ઉપજ માટે મિશ્ર દેશો વધુ સારા છે.

જનાવરો. ખેતીના કામને તેમજ મનુષ્યની જીંદગી માટે જનાવરોની ખાસ જરૂરીઆત છે. હિંદમાં બાળકને ગાયનું, બકરીનું અને ગધેડીનું દુધ આપવામાં આવે છે. મોટી ઉમ્મરના મનુષ્યો ભેંસ અથવા ગાયનું દુધ પીએ છે. આ સિવાય ખેતીના કામ-માટે, હવાડાઓ ચલાવવા અને પાણી પાવા માટે, અને બોજો ખેંચવા માટે જનાવરો હિંદમાં અગત્યનું સ્થાન લેય છે. દરેક ગૃહમાં જનાવર હોવાંજ જોઇએ એવી હિંદના લોકોની અસલવારેની માન્યતા હતી. ગૃહસ્થના લક્ષણો ગૃહમાં રહેતાં જનાવરો ઉપરથી આંકી શકાય છે. એક વખત એવો હતો કે જેના ગૃહમાં જેમ વધુ જનાવર તેમને વધુ શ્રીમંત એવું માનવામાં આવતું હતું. હિંદના લોકોની રહેણીકરેણી, આચારવિચાર, અને ખેતીવાડીનાં લક્ષણો જોતા ચોક્ખું એમ જણાય છે કે દરેક ગૃહમાં પશુ પાળવાં એ આવશ્યક વસ્તુ છે. ગામડાંઓમાં આ રિવાજ હજુ અસ્તિત્વ ભોગવે છે, જ્યારે શહેરોમાં શ્રીમંતોને ત્યાં ભેંસ, ગાય વગેરે ઢોરને બદલે ઘોડાઓએ સ્થાન લીધું છે; પરતુ મોટરો થતાં તે પણ કમી થતા જાય છે. જે સ્થળે અતિ વર્ષાદ પડે છે. ત્યાં જનાવરોને ઉછેરવા મુશ્કેલ થઇ પડે છે કારણ કે વધુ વર્ષાદને લીધે જમીન ઉપર ઉગતું ઘાંસ ધોવાઇ જાય છે, અને તેથી ત્યાં જનાવરો મજબુત અને સારી ઊંચાઇનાં થતાં નથી. આવી કરીને બંગાળના નિચલા ભાગમાં, કર્નાટક, કોરોમાન્ડલ અને બર્માના નિચલા ભાગમા સારા ઘોડા ઉછેરી શકતા નથી, પરંતુ તેને બદલે બલુચિસ્તાન, પંજાબ, રજપુતાણા અને પછી હાથીઆવાડના ભાગોમાં સારા ઘોડા ઉછેરી શકાય છે. હિંદના જનાવરોમાં અગત્યનો ભાગ ભજવનાર બળદ છે. કારણ કે દરેક ઠેકાણે હળ ખેંચવા અને પાણી લાવ લઇજા કરવા તેમજ ગાડામાં જોડવા માટે તે કામ લાગે છે. કોઇક સ્થળે ભાર ખેંચવાનું કાર્ય પાડાઓ મારફતે પણ કરવામાં આવે છે. ગાય અને ભેંસો દુધ તેમજ ઘીના ઉપયોગ

માટે અતિ જરૂરી જનાવરો છે. હિંદના લોકો જનાવરો ખાસ કરીને ઘી અને તેલથી પોતાનો ખોરાક પકાવે છે, ત્યારે વિલાયતમાં ખોરાક પકાવવા અને તેની સાથે મિશ્રણ કરવા માટે ચરબી અને ઈંડાની તેટલીજ જરૂરીઆત હોય છે. માટે મરઘીઓ ઉછેરવાના જેટલા મોટા વાડાઓ વિલાયતમાં ઉભા કરવામાં આવે છે. એટલાજ પ્રમાણમાં હિંદ ખાતે જનાવરો ઉછેરવાના વાડાઓ ઉભા થવા જોઇએ છે. તે પછી બકરી અને મેંઢીનો ઉપયોગ એટલા માટે હોય છે કે તેનું દુધ કામે લાગે છે, લીંડી ઉપયોગમાં લેવામાં આવે છે અને મેંઢા ઉપરનું ઉન વ્યાપારી દ્રષ્ટિએ ઉપયોગમાં લેવાય છે. ઘેટી દુધ માટે જેમ ઉપયોગમાં લેવાય છે તેમ ગધેડાઓ ભાર ખેંચવા માટે જરૂરનું પ્રાણી છે. રણના પ્રદેશોમા ઉંટની પણ જરૂર પડે છે. ઉત્તર હિંદમાં હાથી કામ કરે છે. બર્મામાં હાથીઓ લાકડાંઓનાં મોટા બીંગો લઇ જવાના ઉપયોગમાં આવે છે.

જનાવરોનો ખોરાક તેમજ અન્ય રીતે ઉપયોગ. આખી પૃથ્વી ઉપર હિંદજ એક એવો દેશ છે કે જ્યાં માંસહાર બહુ ઓછા પ્રમાણમાં કરવામાં આવે છે. હિંદુઓનો મોટો ભાગ માંસહાર કરતો નથી. બકરા, મેંઢાં, ગાય, બળદ, ભેંસ, પાડા અને ડુક્કર એટલાં જનાવરો હિંદુસ્થાનમાં માંસહાર માટે કપાય છે એટલે જનાવરોનું દુધ, તેમજ માંસ, ચરબી, ચામડું, અને ઊન એટલી ચીજો ઉપયોગમા આવે છે. હાથીના હાથીદાંતો પણ વ્યાપાર માટે ઉપયોગમા લેવામાં આવે છે. મૃગના પેટમાથી કસ્તુરી નિકળે છે તે તેમજ તેનું ચામડું, વાઘ અને સિંહના નખો, ચામડાં, અને હરણના શિંગડા અને ચામડાં એ પણ વ્યાપારી દષ્ટિએ ઉપયોગી ચીજો છે.

છાણાં—ઢોરની લાદને સુકવી તેના છાણા પાડવામાં આવે છે. જેને બાળવાના અને તાપણું કરવાનાં ઉપયોગમાં લેવામાં આવે છે. વળી તે વૈદકી દ્રષ્ટિએ હિંદમાં અતિ ઉપયોગની વસ્તુ છે કારણ કે સુવાવડી સ્ત્રીઓને તેની ધુણીનો સેક કરવામાં આવે છે.

ગૌમુત. તે ઉપરાંત ગૌમુત એ વૈદકી દ્રષ્ટિએ ઉપયોગી વસ્તુ છે. દુર્ગંધ દુર કરવા Disenfectant તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. મુંબઇ જેવાં શેહેરોમાં છાણાંના પૈસા ઉપજે છે.

છાણાં, ગૌમુત તેમજ લાદ પણ ઉપયોગી વસ્તુ છે. લાદ વાસણ માંજવાના ઉપયોગમાં લેવામા આવે છે. હિંદના લોકો કેટલાક કરકસરીઆ અને ઉદ્યોગી હતા તે આ ઉપરથી સાબેત થાય છે. એક ગાય પાળી હોય તો તેનું મુતર છાંટવાના ઉપયોગમાં આવે, લાદ વાસણ ઉજાળવાના ઉપયોગમાં આવે. વધે તેના છાણા થપાય. દુધ પીવાના ઉપયોગમાં આવે. વધે તેનું દહિં થાય. વધેલા દહિંની છાશ થાય તે હાલમાં ડૉકટરો પુષ્ટિકારક ખોરાક તરીકે આપે છે. નિકળેલાં માખણનું ઘી થાય. આ જોતાં હિંદ અને પાશ્ચાત્ય દેશની તે બાબતમાં સરખામણી કરવી એ અસ્થાને છે, કારણ કે પાશ્ચમના લોકોને તેનું ભાનજ નથી.

જળચરો. હિંદુસ્તાનમાં જળચરો તરીકે દરિઆ અથવા નદીઓના પાણીમાંથી મળતી માછલી ખાવાના ઉપયોગમાં આવતી હોવાથી તેનો વ્યાપાર ચાલે છે, તેમજ જ્યાં મોતી આપનારી માછલીઓ જડે છે ત્યાં આર્થીક દષ્ટિએ તેની પણ ઉપયોગીતા સાબેત થાય છે.

આ સિવાય મરઘાં, બતક વગેરે પ્રાણીઓ જે ખોરાકી માટેના ઉપયોગમાં આવે છે તેનો અને ઈંડાનો મોટો વ્યાપાર હિંદના દરેક ભાગમાં ચાલે છે.

---

# WORLD'S GOLD.

## દુનિયાની સોનાની પેદાશ.

---

એક સૈકા પહેલાં, પ્રોફેસર સોએટ બીસરના કહેવા પ્રમાણે દુનિયાની સોનાની પેદાશ ૧૫,૦૦,૦૦૦ પાઉન્ડ થવા જતી હતી અને ત્હેમાંનો બહુ મ્હોટો ભાગ યુરલ માઉન્ટન્સમાંથી આવતો હતો. ધીમે ધીમે બીજાં બીજાં સ્થળોમાંથી પેદાશ થતી ગઈ અને દુનિયાની પેદાશમાં ઘણો વધારો થઇ ગયો. ગયા સૈકામાં કેલીફોર્નિઆ તથા ઑસ્ટ્રેલીઆમાંથી સોનાની પેદાશ ઘણી થઈ. તે મુદ્દતમાં સોનાની પેદાશ તે પ્રદેશમાં નીચે પ્રમાણે થઇ હતીઃ—

| | યુનાઈટેડ સ્ટેટસ. | ઑસ્ટ્રેલીયા | દુનિયાનું કુલ્લે. |
|---|---|---|---|
| | પાઉન્ડ. | પાઉન્ડ. | પાઉન્ડ. |
| ૧૮૪૭ | ૧,૮૦,૦૦૦ | ............ | ૧૮૫૦ ની સાલ સૂધીના દશ વર્ષની સરેરાસ ૭૦,૪૪,૦૦૦ |
| ૧૮૪૮ | ૨૦,૦૦,૦૦૦ | ............ | |
| ૧૮૪૯ | ૮૦,૦૦,૦૦૦ | ............ | |
| ૧૮૫૦ | ૧,૦૦,૦૦,૦૦૦ | ............ | |
| ૧૮૫૧ | ૧,૧૦,૦૦,૦૦૦ | ૧૩,૧૯,૦૦૦ | ૧,૭૨,૦૦,૦૦૦ |
| ૧૮૫૨ | ૧,૨૦,૦૦,૦૦૦ | ૧,૧૮,૦૭,૦૦૦ | ૩,૬૫,૫૦,૦૦૦ |
| ૧૮૫૩ | ૧,૩૦,૦૦,૦૦૦ | ૧,૨૭,૫૭,૦૦૦ | ૩,૧૦,૦૦,૦૦૦ |
| ૧૮૫૪ | ૧,૨૦,૦૦,૦૦૦ | ૯૬,૪૭,૦૦૦ | ૨,૫૪,૯૦,૦૦૦ |
| ૧૮૫૫ | ૧,૧૦,૦૦,૦૦૦ | ૧,૧૯,૩૨,૦૦૦ | ૨,૭૦,૧૫,૦૦૦ |
| ૧૮૫૬ | ૧,૧૦,૦૦,૦૦૦ | ૧,૨૯,૦૪,૦૦૦ | ૨,૯૫,૨૦,૦૦૦ |
| ૧૮૫૭ | ૧,૧૦,૦૦,૦૦૦ | ૧,૨૦,૩૫,૦૦૦ | ૨,૬૬,૬૫,૦૦૦ |

આ પ્રમાણે દુનિયાના બે જુદાજ પ્રદેશમાં સોનાની શોધ થવાથી આખી દુનિયામાં સોનાને માટે શોધખોળ થઇ પડી અને પરિણામે ઘણે નવે નવે ઠેકાણેથી સોનું જડી આવ્યું. ૧૮૬૯ માં હિન્દુસ્થાનમાં કયા સૂધી કોલફીલ્ડમાં સોનું મળશે કે નહિં એ સંશયગ્રસ્ત વાત હતી અને તે પાછળ જો હિંમત અને ખંત વાપરવામાં નહિં આવ્યા હોત તો ત્હેમાં વિજય મળતજ નહિં. આખરે વિજય મળ્યો અને ૧૮૮૦ થી ૧૯૧૬ ની સાલ સૂધીમાં આશરે ૫૦,૦૦,૦૦૦ પાઉન્ડ કિંમતનું સોનું હિન્દુસ્થાને દુનિયાને આપ્યું છે.

સૌથી મ્હોટી શોધ અત્યાર સુધીમાં તો વીટવૅાટરસ્રેન્ડની થઇ છે. ત્યારથી એમ જણાવ્યું કે જહાં હમણાં જોહાનીસબર્ગ છે તે પ્રદેશ બહુજ સારો છે ૧૮૮૬ ના મારચ મહિનામાં રેન્ડને સોનાવાળો પ્રદેશ ગણવામાં આવ્યો અને ૧૮૮૭માં જે ટ્રાન્સવાલમાં સોનાની ઉપજ ૧૦,૦૦૦ પાઉન્ડની હતી તે પાંચ વર્ષ પછી ૧૫,૦૦,૦૦૦ પાઉન્ડની થઇ અને જહાંરે બોઅર વૉર શરૂ થઇ એટલે કે ૧૮૯૯ ૨,૦૦,૦૦,૦૦૦ પાઉન્ડની વાર્ષિક પેદાશ થતી હતી ૧૯૧૬ માં ૪,૯૫,૦૦,૦૦૦ પાઉન્ડની પેદાશ સોનાને માટે એક રેકોર્ડ સમાન ગણાઇ

---

# COMMERCIAL INTELLIGENCE.

## વેપારી બાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનુ નામ. | કઈ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, એફ ૩૦૮ | કેલીફોર્નીઆની એક પેઢી. | કલકત્તાની જથાબંધ વ્હેપાર કરનારી કોઇ પેઢી જે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસમા એજંટો નીમવા ઇચ્છતી હોય તેવી પેઢી સાથે સંબધ બાંધવા ઇચ્છે છે. |
| ,, એફ ૩૧૦ | કલકત્તાની એક પેઢી | લોખંડની કાચી ધાતુ, લાલ માટી, મેન્ગેનીઝ અને અબ્રખના ખરીદ કરનારા સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે. |
| ,, એફ ૩૧૩ | મધ્ય હિંદુસ્તાનનો એક ગૃહસ્થ. | થાયમોલ (અજમામાંથી બનતી એક દવા)ના ખરીદનારા સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે. |
| ,, એફ. ૩૧૪ | આસામ (જલ્પાઇગુરી) ની એક પેઢી | ઈમારતી લાકડાં (ચીતાગૉંગ ગુરજન)ના ખરીદનારા સાથે સંબધ બાધવા ઇચ્છે છે. |
| ,, એફ. ૩૧૭ | બંગનાપલે (મદ્રાસ ઇલાકો)માં ઔદ્યોગિક ખાતાના અધિકારી. | વેજીટેબલ રંગ પુરા પાડનાર સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે. |
| ,, એફ ૩૧૮ | કોપનહેગન (ડેન્માર્ક)ની એક લીમીટેડ કંપની. | આયાતી અને નિકાશી દરેક જાતનો ઇંગ્લાંડ, અમેરીકા, રૂશિઆ વિગેરે દેશો સાથે વ્હેપાર માટે સંબંધ બાધવા ઇચ્છનાર વ્હેપારીઓ સાથે સબધ બાધવા ઇચ્છે છે. |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, એફ. ૩૧૯ | ઑસ્ટ્રેલીઆની એક પેઢી. | કેમીસ્ટનો જથાબંધ ધંધો કરનાર પેઢી સાથે "લેનોલીન" નામની ચીજનો નવો વ્હેપાર હિંદુસ્તાનમાં શરૂ કરવા ઇચ્છે છે આ ચીજનો સેમ્પલ વ્હેપારી બાતમીના ખાતાની કલકત્તાની ઑફીસમાં જોઇ શકાશે. |

અમેરીકાના મુંબાઇ ખાતેના કૉન્સલ તરફથી નીચેની બાતમીઓ મંગાવવામાં આવેલી છે :—

(૧) મી૦ ફ્રેડરીક એચ. કોન. (૧૭૬ ફ્રન્ટ સ્ટ્રીટ ન્યુયોર્ક) અજમાના બીઆ ખરીદવા માગે છે. માટે એના ભાવો અમેરીકાના કૉન્સલ ઉપર મોકલી આપવા, અથવા આ ચેમ્બરની ઑફીસમાં મોકલી આપવા આ ભાવ સી. આઇ. એફ. હોવા જોઇએ અને કેપ ઑફ ગુડ હોપ અથવા પનામા મારફતે ન્યુયોર્ક બંદરે શીપમેન્ટ માટેના લડાઇને લગતા જોખમ અને જવાબદારી સાથેના હોવા જોઇએ.

(૨) અમેરીકાની એક પેઢી તજનું તેલ હીંદુસ્તાનમાથી નિકાશ કરનારાઓના નામો માંગે છે.

આ બાતમીઓનો જવાબ પણ ચેમ્બરની ઑફીસમાં મોકલી આપવો.

(૩) ફ્રાન્સના મુંબાઇ ખાતેના કૉન્સલ તરફથી એવી ખબર અમને આપવામાં આવી છે કે લાયૉન્સ (ફ્રાન્સ)માં જે વ્હેપારી પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તે પ્રદર્શન બ તમીઓનો જવાબ આપવા સારૂ અને જૂદી જૂદી વ્હેપારને લગતી માહીતી મેળવવા સારૂ એક ખાસ ખાતું ખોલેલું છે. માટે આ ખાતાને ફ્રાન્સના કૉન્સલ (મુંબઇ) મારફતે કોઇપણ વ્હેપારી બાતમી વિના મૂલ્યે પુછાવી શકાશે.

ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમા સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમાશયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી લેવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેની બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ

---

*Registered No. B. 610.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૦મું VOL. X. AUG. 1917. No. 2. ઑગષ્ટ. ૧૯૧૭. અંક ૨ જો.

અનુક્રમણિકા.

| વિષય | પાનું |
|---|---|
| ૧ અધિપતિની નોંધ .. ... ... | ૫૦ |
| ૨ ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઅલ કૉન્ફરન્સ વિભાગ | ૫૪ |
| ૩. સાભાર સ્વીકાર ... ... ... | ૫૫ |
| ૪. વ્હેપારી વિષયો ... ... ... | ૫૮ |
| (અ) હીંદની આર્થિક સ્થિતિ ... ... | ૫૮ |
| (બ) હિન્દુસ્થાનના ઑઇલ સીડઝ... ... | ૬૨ |
| ૫. ચેમ્બરનો વિભાગ ... .. ... | ૬૮ |
| ૬ ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં. | ૭૬ |
| ૭. વ્હેપારી ખબરો ... ... ... | ૭૭ |
| ૮. વ્હેપારી બાતમીઓ અને આંકડાઓ .. | ૮૧ |

INDEX.

| Subjects. | Page. |
|---|---|
| 1. Editor's Study... ... ... | 50 |
| 2. Indian Industrial Conference Section ... ... ... ... | 54 |
| 3. Reviews ... ... ... | 55 |
| 4 Commercial Subjects ... ... | 58 |
| (a) India, Her resources and her economics ... ... ... | 58 |
| (b) Oil Seeds of India ... ... | 62 |
| 5. Chamber's Section ... ... | 68 |
| 6. War and Trade. Government Notifications ... ... ... | 76 |
| 7 Commercial Notes ... ... | 77 |
| 8. Commercial Intelligence and Statistics ... ... ... | 81 |

## અમો પોતે.

આ માસીકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસીકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ત્રણ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૩—૬—૦ ત્રણ છ આના પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૪ ચાર. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

આ માસીકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાવની ખબર આગલા મહિનાની ૨૦મી તારીખ પહેલાં આપવી જોઇએ. નહિતર તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

૯ મી મે ૧૯૧૭ ને રોજ રાઇટ ઑનરેબલ મી. એચ. એલ. એ. ફીશર એમ. પી. કેળવણી ખાતાનાં પ્રધાન સન્મુખ, લન્ડન, લીવરપુલ, બર્મિંગહામ, લીડઝ, શેફીલ્ડ અને ન્યુકેસલના ચેમ્બર ઑફ કૉમર્સનું એક મ્હોટું પણ ઉપયોગી ડેપ્યુટેશન વ્યાપારી કેળવણીના પ્રચારાર્થે અમૂક સૂચનાઓ રજૂ કરવા ગયું હતું. આ ડેપ્યુટેશન ન્યુકેસલના ચેરમેને ગોઠવ્યું હતું.

* * *

ડેપ્યુટેશનના સભાસદોએ સૂચનાઓ કરી કે યુનીવરસીટીના જૂદાં જૂદાં શિક્ષણ સાથે વ્યાપારી શિક્ષણને પણ ઉચ્ચ સ્થાન મળવું જોઇએ અને સીવીલ સર્વીસના જેવીજ અઘરી અને તેજ પ્રકારની પરિક્ષા વ્યાપારી કેળવણીને અંગે રાખવી જોઇએ અને ત્હેમાંથી પાસ થનાર વ્યક્તિને એક વ્યાપારી કેળવણીની ડીગ્રી મળવી જોઇએ.

લીવરપૂલના પ્રતિનિધિ મી. મોન્ટગોમરી, સીટી ઑફ લીવરપૂલ સ્કુલ ઑફ કૉમર્સના ડીરેકટરે એ મતલબની સૂચના કરી કે જુદી જુદી હાલની ભાષા શીખવવા તરફ ખાસું લક્ષ અપાય તેવી કાંઇક ગોઠવણ કરવી. કૉમર્શિયલ ફ્રેંચ, સ્પેનીશ, જર્મન, રશીયન, ઇટાલીયન, પોર્ચુગીઝ વગેરે ભાષા શીખવવાની હમણા જે પ્રથા લીવરપૂલમાં ચાલે છે, તે પ્રત્યે ત્હેણે મી. ફીશરનું ધ્યાન ખેંચ્યું. ત્હેણે એવી પણ સૂચના કરી કે વ્હેપારની ડીગ્રી સ્થાપવાનું યોગ્ય અને સબળ થઇ પડે એટલા માટે ટેકનીકલ અને એ જાતની બીજી સ્કુલો પણ યુનીવરસીટીની સાથે જોડાઇ જવી જોઇએ. ટ્રાવેલીંગ સ્કૉલરશીપોથી થતા ફાયદાઓ વિષે પણ ડેપ્યુટેશનના ઘણા સભાસદો બોલ્યા હતા. શહેરી સત્તાવાળાઓ, યુનીવરસીટી અને ચેમ્બરો વચ્ચે પણ અમૂક પ્રકારનો સંબંધ હોવો જોઇએ કે જેથી વ્યાપારી શિક્ષણ લેતા વર્ગને અનેક પ્રકારની મદદ મળે.

* * *

રાઇટ ઑનરેબલ મી૦ ફીશરે જવાબ આપતાં જણાવ્યું કે હવે વ્યાપારી આલમ



# GARLICK & CO.,

Engineers Iron Founders & Tiles Manufacturers

JACOB CIRCLE, BOMBAY Tel 1001

આએ લાદીઓ હમેશના વપરાસથી લીસી તેમજ ચમકદાર થાય છે. અમારી લાદીઓને જોવી હોય તો મુંબઇની પબ્લીક બીલ્ડીંગોમા બેસાડેલી છે જેઓને ૨૫ વરસ થવા આવ્યા છે પણ તદન સલામત હાલતમા છે. વગર મંગાવેલી સંખ્યાબંધ સરટીફીકેટો અમોને મળી છે રંગ, તરેહ અને ટકાઉપણામાં પરદેશી લાદીઓ કરતા શ્રેષ્ઠ છે. આ લાદીઓ એક ખાસ મશીનમા બનાવવામા આવી છે દરેક લાદીને ૩૦ ટન પ્રેશરને ટેસ્ટ કીધેલો છે. પરદેશી લાદીઓની કીંમત કરતા અરધી કીંમતથી પણ ઓછી રાખેલી છે કેટલૉગ મંગાવવાથી મોકલીશું.

# THE SAJAN

TAMARIND LANE,

*KNOWN FOR—*

QUALITY

---

REPUTATION

---

PRICE

*Telegrams.—*



# TILE MART.

FORT, *BOMBAY*

SERVICE

---

COURTESY

---

PROMPTITUDE

"Sajan Co."

# બી. એન. ભાથેનાની કુંં.

## સેનૅતરી એન્ડ હારડવેર મરચંટસ.

પ્રચારાર્થે એમુક ર હતું. આ ડેપ્યુટેશન ગોઠવ્યું હતું

સ્ટ્રીટ ફો. મુંબઈ નાં૦ ૩.



ડેપ્યુટેશનના સભાસદોએ સૂચનાઓ કરી કે યુનીવરસીટીના જૂદા જૂદાં શિક્ષણ સાથે વ્યાપારી શિક્ષણને પણ ઉચ્ચ સ્થાન મળવું જોઇએ અને સીવીલ સર્વીસના જેવીજ અધરી અને તેજ પ્રકારની પરિક્ષા વ્યાપારી કેળવણીને અંગે રાખવી જોઇએ અને તેમાંથી પાસ થનાર વ્યક્તિને એક વ્યાપારી કેળવણીની ડીગ્રી મળવી જોઇએ.

લીવરપૂલના પ્રતિનિધિ મી. મોન્ટગોમરી, સીટી ઑફ લીવરપૂલ સ્કુલ ઑફ કૉમર્સના

પ... જોઇએ ... હાઓ ... ગોઠવ્યા સ સર્વે સામાન. અને ચોગ્ગી, બોયલર ટ્યુબો, બીરની સંબંધ ડોવો ... ઝથામાં મળશે. સેતા વર્ગને ...વસો, અને ટાકસો — ... ચાઇટ ઑ ... આપતા જગ્યાગ્ગુ વાસણો, લેવેટરીઓ, ... બ્રોકન મોઝેક ટાઇલ્સની ભાત ડીઝાઇનો ક્યાં જાતનો માલ ...

વ્યાપારી શિક્ષણની જરૂરીયાત સ્હમજવા લાગી છે અને હાલમાં ચાલતાં વ્યાપારી શિક્ષણમાં કેવી જાતની ખોટ છે, તે ચેમ્બરોએ સ્હમજી લીધું છે અને તેથી ત્હેને જેમ બને તેમ જ્હેલી પૂરી પાડવી એમ વિચાર કરે છે એથી (ાતે ઘણો ખુશી થયો છે. જુદી જુદી યુનીવર્સીટીઓએ સ્પેનીશ અને રશીયન ભાષા શીખવવાને લેકચરશીપો રાખેલી છે. આપણે પરભાષા શીખવા માટે જોઇતાં સાધનોથી બહુ પછાત છીએ એમ આપણી વ્યાપારી આલમને હવે જણાયું છે.

મ્હોટી મ્હોટી પેઢીઓના વડાઓને હવે એમ લાગવા માંડયું છે કે સારામાં સારૂં અને ઉંચામાં ઉંચુ શિક્ષણ લીધેલ યુવકોને રાખવા એ ફાયદાકારક છે. પણ હજી કેળવણીની આલમને અને વ્યાપારી આલમને સમ્બન્ધ બહુ ઓછો છે તે ગાઢ થવો જોઇએ. દેશની વ્હેપારી પેઢીઓએ કેળવણી ખાતાના વધુ નિકટ સમ્બન્ધમાં આવવાને પ્રયાસ કરવા જોઇએ કે જેથી કેળવણીખાતામાથી તરત પેઢીઓમાં માણસો આવી શકે, અને ઉભય પક્ષને અરસપરસ જ્ઞાન મળી શકે. યુનીવર્સીટીઓમાં ફેકલ્ટી ઑફ કૉમર્સ સ્થાપવાથી એક નવું આશાજનક ક્ષેત્ર ઉઘાડયું છે, પણ હજી આપણે ઇંગ્લન્ડમાં આ બાબતમાં બહુ બાલ્યાવસ્થામાં છીએ અને આપણને ઘણું શીખવાનું છે.

---

### થાપણ અને મજુરીની પરસ્પર સહાયકારક મંડળી.

૬૪, વીકટોરીઆ સ્ટ્રીટ, લન્ડન ખાતે જનરલ કમીટી ઓફ ધી નેશનલ અલાયન્સ ઑફ એમ્પ્લૉયર્સ એન્ડ એમ્પ્લૉયડની એક સભા નવા કાનુનો સ્વીકારવા મળી હતી અને સભામાં કેટલુંક વિવેચન થયા પછી તે કાનુનો સ્વીકારાયા હતા. સભાનું પ્રમુખસ્થાન ઑન. ફ્રેડરીક હ્થ. જેક્સને લીધું હતું

સભામાં જનરલ ફેડરેશન ઑફ ટ્રેડ યુનીઅન્સ, નૅશનલ યુનીઅન ઑફ લેબર, પોર્ટલેન્ડ સીમેન્ટ મૅન્યુફેક્ચરર્સ, સીગાર મેકર્સ, નૅશનલ સેઈલર્સ એન્ડ ફાયરમેન્ચ યુનીઅન વિગેરે અનેક જાત જાતના મંડળોના પ્રતિનિધિઓ હાજર હતા.

પ્રમુખે ભાષણ કરતાં જણાવ્યું કે હમણાં એકલા મજુરોમાં નહીં પણ થાપણવાળા અને વ્હેપારીઓમાં પણ પ્રસરેલો અસંતોષ ગંભીર છે; અને તેથી આ સંસ્થાએ જેમ બને તેમ જલ્દીથી પોતાની શાખાઓ વધારવી જોઇએ અને પોતાનું કાર્ય ચાહોમ આગળ વધારવું જોઇએ. આ પ્રમાણે કરવાથી આપણે આ ગંભીર સ્થિતિમાં સરકારને મદદ આપી શકીશું એટલુંજ નહિ પણ પ્રસંગ આવ્યે ત્હેમને અમૂક માર્ગે દોરવી શકીશું. પ્રજાના ઔદ્યોગિક જીવનમા જેને કાઇ પણ સંબધ હોય ત્હેમને આ સંસ્થામાં જોડવા જોઇએ. પ્રથમના કરતાં શેઠો અને મજૂરવર્ગ વચ્ચે એખલાસ વધતો જાય છે તો પણ એમ કહેવું પડશે કે હજી ઘણીવાર મજુરોને પોતાના કામનો યોગ્ય બદલો મળતો નથી. માલિકોએ એ જાણવું જોઇએ કે ભવિષ્યમાં મજૂરોને વધારે પગાર આપવાની, ત્હેમને સારાં ઘરોમા રાખવાની અને ત્હેમને સારૂ શિક્ષણ આપવાની ગોઠવણ ત્હેમને કરવી પડશે. ત્હેના બદલામાં મજૂરોએ પણ જાણવું જોઇએ કે સારો પગાર પ્રમાણમાં સારૂ કામ લેવાનો હકક ધરાવે છે. અને જ્યાં આખા દિવસનો રોજ બરાબર મળતો હોય ત્યાં આખા દિવસનું કામ કરવુંજ જોઇએ. તે પછી પ્રમુખે એક બન્ધારણ રજૂ કર્યું જેના મુખ્ય નિયમો નીચે મૂજબ છે:—

મજુરી અને ચાકરીને લગતા સવાલોની ચર્ચામાં માલિકો અને મજૂરોની પરસ્પર સહાય મેળવવી, અને તે પ્રશ્નો કાઇ વધુ પ્રમાણમાં કડુતાનું રૂપ ધારણ કરે તે પહેલાંજ આ પગલાં લેવાની ગોઠવણ કરવી.

દેશના મજૂરોની સ્થિતિ અને દેશના ઉદ્યોગો સુધરે ત્હેને માટે યોગ્ય પગલાં લેવાં.

આ બધી દિશામાંની પ્રવૃત્તિ ઉપરથી આપણા રાજ્યની વસ્તુઓના ખરીદનાર કોણ કોણ અને કયાં કયાં હોય છે હેનું સામટું લીસ્ટ છપાવવામાં આવે છે અને હેમાં વારંવાર જે ફેરફાર થતો હોય તે ફેરફાર કરવામા આવે છે.

* * *

આપણા વ્હેપારને માટે બીજા દેશમાં શી શી તક છે હેની પણ સંભાળ રાખવામાં આવે છે. પરદેશના વ્હેપારને લગતા નિયમો વગેરેની અસ્સલ તેમજ ભાષાન્તર કોપીઓ રાખવામા આવે છે અને હેમાં થતા ફેરફારની પણ બરાબર કાળજી રખાય છે. આપણા માલ સાથેની હરીફાઇ કરનાર પરદેશી માલના નમૂનાઓ એકઠા કરવામા આવે છે. યુનાઇટેડ કીંગડમમાંની જે પેઢીઓને ઇચ્છા હોય હેમને અમે એક સ્પેશ્યલ લીસ્ટ રાખ્યું છે હેમા દાખલ કરીએ છીએ. આ સ્પેશ્યલ લીસ્ટમા દાખલ થયાથી એમને જે જાતના વ્હેપારની ખાસ ખબર જોઇતી હોય તે પૂરી પાડવામા આવે છે. અમે મેળવેલી બાતમીઓ જેમ વધારે ઠેકાણે પ્રસરે તેમ અમે ખૂશી છીએ, પણ આ બાતમીઓનો ઉપયોગ આપણાજ વ્હેપારીઓ કરે તેમ કરવાની અમે ગોઠવણ કરીએ છીએ.

* * *

લ્હડાઇ પછી જર્મન માલની જગ્યા આપણો માલ લે હેને માટેની કાળજી રાખવામાં આવી છે. આયાત કરવા ઉપરના અંકુશોને લીધે ઇંગ્લન્ડ ખુદમાંજ અમૂક વસ્તૂઓની જરૂર જણાઇ. આ વસ્તૂઓ લ્હડાઇ પહેલાં જર્મનીથી આવતી હતી. આ ઉપરથી બૉર્ડ ઑફ ટ્રેડ માલ બનાવનારા અને ખરીદનારઓ વચ્ચે પત્ર વ્યવહાર કરાવ્યો એટલુંજ નહિ પણ એકસચેંજ સભાઓ બોલાવી એકેકને ભેગા કર્યાં.

* * *

બૉર્ડ ઑફ ટ્રેડે એક બ્રિટિશ ઉદ્યોગોનો ફૅર (મેળો) પણ શરૂ કર્યો. આનો મૂળ ઉદ્દેશ બ્રિટિશ વસ્તુઓ બધાની નજરે ચ્હડે એવો છે. સાથે સાથે જર્મન માલના નમૂનાઓ પણ એકઠા કરીને બતાવવામાં આવે છે, જેથી કરીને માલ બનાવનારાઓ કેવી જાતનો માલ ઉત્પન્ન કરવો તે જાણી શકે.

હમણાં હમણાં બૉર્ડ ઓફ ટ્રેડે જર્મન અને ઑસ્ટ્રીઅન કેટલૉગ ભેગા કરવા માંડયા છે કે જે ઉપરથી કયી કયી વસ્તુઓ બનાવાય છે અને હેને માટે કયુ કયુ ક્ષેત્ર છે તે ખબર પડે. હમણા ૭,૫૦૦ કેટલૉગ ભેગા કર્યા છે. એની અનુક્રમણિકા પણ છપાવવામા આવી છે અને હેની એક આવૃત્તિ ખપી પણ ગઇ છે. થોડા વખતથી જૂદા જૂદા જર્મન અને આસ્ટ્રીઅન સ્ટૉર્સના કેટલૉગ એકઠા કરવામાં આવે છે, તે સિવાય બ્રિટિશ માલ બનાવવાનુ એક મ્હોટું લીસ્ટ રાખવામા આવ્યું છે અને હેમાં જૂદા જૂદા ૧૦,૦૦૦ બ્રિટિશ માલ બનાવનારાઓના નામો આવી ચૂકયા છે

ધીમે ધીમે આ લીસ્ટો બૉર્ડ ઓફ ટ્રેડ, પોતાના ટ્રેડ કમીશનરોમા વ્હેંચવા માંગે છે.

---

# INDIAN INDUSTRIAL CONFERENCE SECTION.

# ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સ વિભાગ.

## The Journal of the Indian Merchants' Chamber, Bombay.

The Readers of the Journal are already aware that by Resolution No. VII passed at the last season of the Conference held at Lucknow on 30th December 1916, the office of the All India Industrial Conference which was formerly located at Amraoti has now been transferred to Bombay. In Part II of the Annual Report that is presented by the Conference Office every year, very useful information appears giving a synopsis of the industrial and educational activity on the part of the Imperial and Provincial Governments, the Rulers of the principal Indian States and also of the private capitalists all over India. As this information however valuable does not reach the masses, and is published *only once* in the year in a collective form, it was deemed advisable to lend the columns of the Journal of the Indian Merchant's Chamber for short notes on industrial topics We hope this idea will meet the approval of our numerous readers and constituents This section will for the present supply the place of Bulletin which the Conference proposes to issue later on when sufficient funds and an adequate staff become available

## ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઅલ કૉન્ફરન્સ વિભાગ.

લખનૌમા ભરાયલી ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઅલ કૉન્ફરન્સની બેઠક વખતે પસાર થયેલ નં. ૭મા ઠરાવ પ્રમાણે ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઅલ કૉનફરન્સની ઑફીસ અમરાવતીમાં હતી ત્યાંથી બદલીને મુંબઇ રાખવામા આવી એ વાત આ પત્રના વાચનારાઓને વિદિત હશેજ.

જે વાર્ષિક રીપોર્ટ દર વર્ષે કૉન્ફરન્સમા રજુ કરવામા આવે છે, તે રીપોર્ટના બીજા ભાગમા હિન્દ સરકાર અને ઇલાકાની સરકારો તેમજ હિન્દી રાજાઓ અને પ્રજા તરફથી ઔદ્યોગિક અને કેળવણી સબંધી જે હિલચાલ થાય તેની નોંધ લેવામા આવે છે, પણ આ નોંધ ગમે તેવી કિમતી છતાં પણ વર્ષમાં એકજ વખતે પ્રસિદ્ધ થાય છે એટલે તે બધા લોકોના વાચવામા જવલ્લેજ આવે છે એટલે આ માસિકની કટાર એ નોંધોને માટે ખુલ્લી મુકવાનુ વ્યાજબી લાગ્યું છે ભવિષ્યમા નાણાની સગવડ થતા આ જાતની ખબર એક 'બુલેટીન'ના આકારમા કૉન્ફરન્સની ઑફીસ તરફથી પ્રતિ માસે છપાવવા વિચાર છે, પણ તે દરમ્યાન આ પત્રનુ હમારા વાંચનારાઓને લાભકારક થઇ પડશે એવી આશા હમે રાખીએ છીએ

# REVIEWS.

# ગ્રંથાવલોકન સ્વીકાર.

(રિવ્યુઅર—J. L. D. B.)

## રેલ્વે કાયદા.

લેખકઃ—જીવરાજ ગોકલદાસ નેણસી.
કિંમત ૦-૧-૬

થોડા સમય ઉપર અમારા વાંચવામાં એક જાહેર ખબર આવી હતી. તેમાં લખવામાં આવ્યું હતું કે "કર્તાના ફોટા સાથેનું પુસ્તક કિંમત—" તેજ સમયે અમને કુદરતી વિચાર ઉત્પન્ન થયો હતો કે વાચકો પુસ્તક વાચવા માટે ખરીદતા હશે કે કર્તાના ફોટા માટે? પરંતુ આ પુસ્તકના ઉપરનું ચિત્ર જોતાં અમને જુદાજ પ્રકારનો ભાસ થાય છે. પૂઠાં ઉપર રેલ્વેના ડબ્બાઓ છાપવામાં આવ્યા છે, જે માહેલો એક થર્ડ કલાસ જે અંગ્રેજો માટે રીઝર્વ રાખવામાં આવ્યો છે તેમાં માત્ર એકજ જણ અંગ્રેજી પોષાકમાં સજ થયેલો બીડી ફુંકતો ચિતરવામાં આવ્યો છે, જ્યારે તેની પાસેનાજ ડબ્બામાં હદ ઉપરાંત માણસો બેઠેલાંજ છે છતાં ગાર્ડ વધુ માણસને ધકેલે છે, અને તે નિહાળતાં લેખક ઉભા રહેલા છે રેલ્વેને લગતા જે અંગ્રેજી કાયદા છે તે સર્વ ગુજરાતી ભાષામાં (સાક્ષરી નથી) છાપવામાં આવેલા છે. અંગ્રેજી ભાષાથી અપરિચિત માણસોને માટે રેલ્વેના કાયદા સમજાવવા અર્થે આ ચોપડી આવશ્યક છે એમાં કશોએ શક નથી, પરંતુ અમારા ધારવા મુજબ તેથી જોઇએ તેવો ફાયદો નિકળી શકે એમ નથી. કારણ કે કાયદા વાચ્યા પછી, પોતાનો હક શો છે તે ઉતારૂ જાણે છે, અને ત્યારબાદ તેનો અમલ કરવા જતા રેલ્વેના અમલદારો સાથે પંચાતી કરવી પડે છે, અને તેમાં જો પોલીસ કોર્ટનો ખટલો થયો તો રેલ્વે કંપની તો સમર્થ હોય છે, પણ ઉતારૂનો કેસનો અધો આધાર ત્હેની સ્થિતિ ઉપર રહે છે. આવી મતલબની ફરીઆદોમાં મદદ કરવા માટે "પેસેન્જર્સ રીલીફ ફંડ" કાઢવામાં આવ્યું છે, તે અમે જાણીએ છીએ પરંતુ જ્યાં સુધી સઘળી ફરિયાદોને સંપૂર્ણપણે પહોંચી વળવા જેટલુ તે ફંડ થયુ નથી ત્યાં સુધી આવા પુસ્તકોથી તેના લેખક જે અસર કરવા માંગે છે તેવી અસર થઇ શકવી અસંભવિત છે. છતાં 'પેસેન્જર્સ રીલીફ ફંડ' ના આગેવાનો અને આ ચોપડીના લેખકની દેશી ઉતારૂ પ્રત્યે જે દાઝ છે તેની પ્રશંસા કરતા અમે તેઓનું ધ્યાન એક અન્ય વસ્તુ તરફ દોરીશું વિદેશી ભંડોળે ઉભી થઇ વિદેશી અધિકારીઓના હાથ નિચે કાર્ય કરનારી સંસ્થાઓમાં દેશીઓને ઇન્સાફ કદાચિત્ ન મળે તો એ બહુ આશ્ચર્ય કરનારૂ નથી.

---

## ગુજરાતી પ્રાયમરી ટીચર્સ ફંડ—મુંબઇના ઉદ્દેશ અને નિયમો.

ઉપરનાં નામનું ફન્ડ જે મુંબઇ મધ્યે સ્થાપવામાં આવ્યું છે, તેની કારોબારી મંડળીના પ્રમુખ રા. રા. હિમતલાલ ગણેશજી અંજારિયા એમ એ, એલએલ. બી. તરફથી તેના ઉદ્દેશ અને નિયમો દર્શાવનારી ચોપડી મળી છે. તે ઉપરથી જણાય છે કે પ્રસ્તુત ફન્ડ મુંબઇની મ્યુ. ગુજરાતી શાળા તેમજ રજીસ્ટર થયેલી ગુજરાતી શાળાના શિક્ષકો, શાળાને લગતી અન્ય ઓફીસના અધિકારીઓ અને કારકુનો

જેઓ આ ફન્ડમાં દાખલ થાય તેમની હૈયાતીમાં માંદગી અગર બીજે કોઇ જરૂરીઆતને પ્રસંગે તેમને પોતાને તેમજ તેઓની હૈયાતી પછી તેમનાં છોકરાંઓને મદદરૂપ થવાને અને અન્ય રીતે મદદ કરવાને અંગે સ્થાપવામાં આવ્યું છે. ઉદ્દેશ અભિનંદનિય છે અને આ નાના પ્રમાણમાં જીંદગીના અને અકસ્માતના સામટા વિમા ઉતારવા જેવું કાર્ય કરનાર ફન્ડમાં પોતાને માટે લાભ આપનારી સંસ્થામાં શિક્ષકો, અધિકારીઓ, અને કારકુનો વધુ સંખ્યામાં જોડાય અને પોતાનું શ્રેય ઇચ્છે એ બનવાજોગ છે. સંસ્થાનો જેમ ઉદ્દેશ પ્રસંશનિય છે તેમ તેના નિયમો પણ ઉદાર રીતે ઘડાયેલા છે, અને હિન્દુસ્થાનમાં આવાં ખાતાં જે એકચ્યુઅરીઓના અભાવે વધુ જન્મતાં નથી, તેવા વખતમાં આ ખાતું સ્થાપવા માટે અમે તેનાં યોજકોને અભિનંદન આપ્યા વગર રહી શકતા નથી.

---

## શ્રી આનંદ કાવ્ય મહોદધિ.

**મૌક્તિક (પુસ્તક) ૫ મું.**

સંગ્રહકરનાર:-જીવણચંદ સાકરચંદ ઝવેરી.
પ્રકાશકઃ-નગીનભાઇ ઘેલાભાઇ ઝવેરી.
વેતન (કિંમત) ૦-૧૦—૦

---

પ્રાચિન જૈન કાવ્યના સંગ્રહનું આ લગભગ ૪૦૦ પાનાનું દળદાર પુસ્તક છે અને તેમાં મધ્ય કાળની રીતીએ અસલવારેના જૈન પદોનો સારો સંગ્રહ કીધેલો જોવામાં આવે છે. ચોપડીની શરૂઆતમાં ગુજરાતી ભાષા ઉપર એક લંબાણ નિબંધ આપવામાં આવ્યો છે, જેમાં લેખકે કેટલીક વિગત બહુ સ્પષ્ટ રીતે લંબાણથી સમજાવવાની કોશેષ કીધી છે. કારણ કે લેખક જેનું કથન કરવા માંગે છે તેનાં મુળ ઉપરથી તેનો વિકાસ શી રીતે થયો તે જેમ પોતે માને છે તેમ યથાર્થ રીતે સમજાવે છે, જેનો એકજ ઉદાહરણ લખું:-

"ભાષા શબ્દ મૂળ વ્યકત બોલવા અર્થવાળા ભાષિ ધાતુ ઉપરથી નીપજ્યો છે. આર્યાવર્તના સમર્થ વૈયાકરણો (પાણિનીય, પતંજલિ અને હેમચંદ્ર) એ પોતપોતાના સંગ્રહમાં વ્યકત બોલવા અર્થવાળો ભાષિ ધાતુ અને અવ્યકત બોલવા અર્થવાળો 'મ્લેચ્છ' ધાતુ મૂકયો છે." આ સિવાય પ્રાકૃત અને સંસ્કૃત અને ગુજરાતી શબ્દોનાં રૂપાવરો પણ તેમાં આપેલાં છે. તે સઘળું જોતા પુસ્તક ઉપયોગી માલુમ પડે છે. અમે જેમ સંસ્કૃત વ્યાકરણના કોવેર નથી, તેમ જૈન સાહિત્યથી પરિચિત હોવાનો દાવો પણ કરવા માંગતા નથી. ઉભયના અભાવે પુસ્તકનો સારાસાર જોવા કરતાં અમે ખુલાં અંતઃકરણે કહીએ છીએ કે જૈન સાહિત્ય સંબંધી અમને આ પુસ્તક કંઇક અજવાળું પાડે છે. સંશોધકનો પ્રયાસ જોતાં આ પુસ્તક જૈનને માટે અતિ ઉપયોગી થઇ પડે એમ માની શકીએ છીએ.

---

## પુસ્તકાલય.

લેખક:—કેશવપ્રસાદ છોટાલાલ દેશાઇ,
બી એ. એલએલ. બી.

કીંમત ૦-૮-૦.

પુસ્તકાલયો (લાયબ્રેરી) ને લગતા વિષયો ઉપર ચર્ચા તેમજ સુચના કરનારૂં આ એક નાનું પુસ્તક છે. યુરોપ, અમેરિકા વગેરે ખંડોમાં જેમ દરેક ચીજ તેની શ્રેષ્ઠતા ઉપર લઇ જવામાં આવી છે, તેમ પુસ્તકાલયો પણ દરેક રીતે સંપૂર્ણ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. અને તેને લગની સુચના કરનારી માહિતીઓ પણ પૃથક પૃથક પ્રકટ કરવામાં આવે છે પ્રાચીન કાળમાં આપણું ખરૂં સાહિત્ય કંઠસ્થ જ કરવામાં આવતું અને તેથી પુસ્તકાનો સંગ્રહ કરવામાં કેવી વ્યવસ્થા કરવી જોઇએ તેથી આપણે ઘણા માહિતગાર ન હોવાથી આવાં પુસ્તકો જે પ્રકટ થાય ને આવકારદાયકજ લેખાય. આપણી તરફ પુસ્તકાલયનો પ્રચાર

ચાલુ કરવામાં વડોદરા રાજ્ય મોખરે આવે છે, અને તેથી વડોદરા પ્રાંત, કડી, નવસારી, અમરેલી વગેરે પ્રાંતોના પુસ્તકાલયો વગેરેની માહિતીના કોઠાઓ આપી આ વિષયમાં લેખકે સારી સમજણ અને ખબર આપવાનો પ્રયાસ કીધેલો અમારી દ્રષ્ટિએ પડે છે. આ દિશામાં આ વિદ્વાન લેખકે જે પ્રયાસ આદર્યો છે તેમાં અમે તેમની ફત્તેહ ઇચ્છીએ છીએ.

---

## દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધારનો અહેવાલ.

શ્રી આનંદ સાગરજીના ઉપદેશથી સ્વર્ગસ્થ દેવચંદ લાલભાઇ ઝવેરીએ ધર્માદામાં કાઢેલી રકમમાથી તેઓના સુપ્રતદારો (ટ્રસ્ટીઓ) એ એક પુસ્તકોદ્ધાર ઇ.-સ. ૧૯૦૯ મા સ્થાપેલુ તેનો સંવત ૧૯૭૨ નો અહેવાલ અમને મળ્યો છે. વર્ષ દરમ્યાન આ સંસ્થાના હસ્તક એકંદરે રૂ. ૧૦૨૩૬-૯-૫ આવ્યા હતા અને વ્યાજ વગેરે તથા પુસ્તકોના વેચાણની આવેલી રકમ લેતાં ખર્ચ અને વ્યાજ કાઢતા આ ખાતું પોતાનો નિભાવ ઠીક કરી શક્યું છે. આવી સંસ્થાઓની ઉન્નતિ તેઓના સુજ્ઞ ગ્રાહકો ઉપર છે, તે વિચાર જૈન બન્ધુઓ દ્રષ્ટિ મર્યાદામાથી દુર નહિ કરે તો આવા ખાતાઓ વધુ લાભ કરી શકે એમાં શક રહેતો નથી.

---

## મુંબઇ ઇલાકાનુ ખેતીવાડી ખાતું.

### હસ્તપત્રક ન૦ ૯ (૧૯૧૪)

### ગોળ બનાવવાની ચુલ.

આ હસ્તપત્રકમા ખેતીવાડી ખાતાંએ ગોળ બનાવવાની સુધરેલી ઢબની ચુલ એક ચીત્ર અને એ આકૃતિના દર્શનપત્રો સાથેનો નિબંધ બાહેર પાડ્યો છે.

***

### હસ્તપત્રક નં. ૧૪ (૧૯૧૫).

મુંબઇ ઇલાકામા આંબાવાડીઓ ઘણા અગત્યના છે અને તેને ઉછેરવાની ઉત્તમ જગા, હવા, પાણી અને ઉછેરવાની રીત દર્શાવનારૂ આ પત્રક છે.

***

### હસ્તપત્રક નંબર ૧ (૧૯૧૬).

### સુધારેલી ચેણ.

પશ્ચિમ હિંદની ઢેફાંળીઆવાળી જમીન સપાટ કરવા માટે સુધારેલી લોખંડી ચેણ બળદથી સહેલાઇથી કેમ ખેંચી શકાય અને તે કેવી રીતની હોવી જોઇએ તે દેખાડનારૂ આ પત્રક છે

***

### હસ્તકપત્રક ન. ૫. (૧૯૧૬).

### ગુજરાત માટે મોનસુન ઓમાંસાનું હળ.

વર્ષાદના વખતમા ઉત્તર ગુજરાતની જમીનને અનુકુળ થઇ પડે એવા મોનસુન હળ માટે વિગત આપનારૂ આ પત્ર છે.

***

### હસ્તકપત્રક નં. ૭ (૧૯૧૬).

### એક બળદી ધુસરી

મજુરીની વધતી જતી મોંઘવારીને અભાવે ખેડુતને કરકસર કરવાની જરૂર પડે છે અને તેથી એક બળદની સાહ્યતાએ કેવી ધુસરી દ્વારા કાર્ય સારી રીતે થઇ શકે તેની આકૃતિ દેખાડનારૂં આ ઉપયોગી પત્રક છે.

---

ધી લોગ્ઝે ટાઇપ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## INDIA HER RESOURCES AND HER ECONOMICS.

## હિંદની આર્થિક સ્થિતિ.

( માસિક માટે ખાસ લખનાર—શ્રી જે. લ. દુ બારભાયા ).

## વિભાગ બીજો.

### પ્રકરણ ૫ મું.

### The Population હિંદની વસ્તી અને લોકો.

આગલાં પ્રકરણોમાં આપણે જોઇ ગયા તે મુજબ કુદરત અને મનુષ્યની અક્કલ અને [illegible] સાથે જોડાયલી ઢોરો તેમજ હથીઆર [illegible] યંત્રોની સાહ્યતાએ પ્રજા તેમજ દેશ ઉભયની સંપત્તિ પેદા કરી શકાય છે એટલા માટે જે મનુષ્યની બુદ્ધિ આ કાર્ય કરવા તરફ ચાલી રહી છે, તેના જથ્થાનું પરિપૂર્ણ અવલોકન આવશ્યક છે.

**હિંદની વસ્તી.** હિંદની એકંદરે વસ્તી લગભગ એકત્રીસ કરોડ પચાસ લાખ મનુષ્યની ગણાય છે. એટલે કે આખી પૃથ્વી ઉપરની મનુષ્યની વસ્તીમાં હિંદની વસ્તી પાચમાં ભાગે આવે છે. આમાથી લગભગ ૨૩,૫૦,૦૦,૦૦૦ એટલી સંખ્યા માત્ર બ્રિટીશ સરહદમાંજ રહેલી છે જે વસ્તીનો ભાગ સરાસરી નિચે મુજબ વહેચાવા પામ્યો છે.

| | | ટકા. |
|---|---|---|
| (આસામ સિવાય) | બંગાળ ઇલાકામાં | ૨૬·૬ |
| | સંયુક્ત પ્રાંતોમાં | ૧૬·૫ |
| | મદ્રાસ ઇલાકામાં | ૧૩·૨ |
| | મુંબઇ ઇલાકામાં | ૮·૭ |
| | બીજા બધા ભાગોમાં સાથે | ૩૫·૦ |

અર્થશાસ્ત્રી જદુનાથ સિરકારે ૧૯૦૧ ના વર્ષની ગણત્રી આપી છે, તેમાં હિંદમાં દરેક ચોરસ માઇલના હિસાબે બ્રીટીશ હિંદુસ્થાનમાં વસ્તી ૨૧૩ માણસની હતી. અર્થશાસ્ત્રી પ્રમથનાથ બેનરજીએ હિંદની વસ્તીની એકંદર સરેરાસ દરેક ચોરસ માઇલે ૧૮૪ માણસની આપી છે. જેનો ⅘ ભાગ બ્રીટીશ હિંદમાં અને ⅕ ભાગ દેશી રજવાડાઓમાં રહે છે એમ તેઓનું કહેવું છે. એટલે કે હિંદમાં દરેક ચોરસ માઇલની વસ્તી ફ્રાન્સના જેમજ વહેંચાયલી છે. છતાં હિંદમાં લોકો બધે સ્થળે સરખી રીતે વહેંચાઇને રહેલા નથી. જ્યા પાણી પુષ્કળ જથ્થામાં મળી શકે છે,—પછી કુદરતી રીતે હોય કે અકુદરતી રીતે હોય—ત્યા તેમજ જ્યાં જમીન અતિશય ફળદ્રુપ હોય ત્યાં લોકોનો વસવાટ વધુ હોય છે. વસ્તીનો વધુ જથ્થો બંગાળા ડેલ્ટાના ભાગમાં છે, જ્યા દર ચોરસ માઇલે ૫૫૨ માણસ વસતા મળી આવે છે. ત્યાર બાદ અનુક્રમે બીજું સ્થળ સંયુક્ત પ્રાંતોમાં ગંગાના કિનારા ઉપરના દેશો છે. વસ્તીનો કમમાં કમ ભાગ બર્માના ઉત્તર ભાગમા, ઉત્તર પશ્ચિમ હિંદના સરહદ બાજુના ભાગમાં, અને બલુચિસ્તાનમાં વસાયેલો છે.

હિંદમાં લોકો મોટે ભાગે ગામડાંઓમાં વસવાટ કરે છે. ઇંગ્લન્ડમાં વસ્તીનો અર્ધો અર્ધ ભાગ જ્યારે શેહેરોમાં વસે છે, ત્યારે હિંદમાં

વીસમો ભાગ શેહેરોમાં વસવાટ કરે છે.* હિંદમાં માત્ર ૨૯ જ એવાં શેહેરો છે કે જ્યાં એક લાખ માણસની વસ્તી કરતાં વિશેષ વસ્તી હોય. પરંતુ ૫,૦૦૦ થી માંડીને ૯૯,૦૦૦ ની વસ્તી સુધીમાં વસાયલાં એવાં એકંદરે ૨,૨૨૫ શેહેરો હિંદમાં વસાયેલાં છે. તો પણ ગામડાંઓની સંખ્યા ૭,૩૦,૦૦૦ કરતા ઓછી નથી. અને આનું કારણ એજ છે કે હિંદમાં ખેતીવાડીનો ધંધો એજ મૂખ્ય વ્યાપાર છે. યથાસ્તિત કુદરતી અનુકુળ ઋતુને લીધે જ્યારે હિંદ આખી પૃથ્વી ઉપર ખેતીવાડીનોજ પ્રદેશ છે, ત્યારે અન્ય દેશો યાંત્રીક ઉદ્યોગમા આગળ પડેલા છે. આથી કરીને હિંદમાં શેહેરી જીંદગી ગાળનાર અને ગામડાંની જીંદગી ભોગવનારાઓ વચ્ચે અભાવની લાગણી હોતી નથી. પરંતુ આવી લાગણી અમેરિકા અને ઇંગ્લન્ડમાં જ વિશેષ જણાય છે. હિંદમાં તે છતાં પણ એક વખ્ત એવો હતો કે જ્યારે શેહેરોમા વસ્તી વિશેષ હતી અને શેહેરો સંસારિક કાર્યો માટે અગ્રગણ્ય ભાગ લેતા હતાં. પણ હુન્નરોદ્યોગના વધારા સાથે તે કમી થતું ગયું અને લોકો ગામડાંની જીંદગી ગાળનારા વધુ થઇ પડયાં. સ્વર્ગસ્થ ન્યાયમુર્તિ રાનડેએ આવી રીતના પરિવર્તન માટે પોતાના આર્થીક લેખોમા ઘણું સખ્ત રીતે લખ્યું છે. થોડા સમયથી વળી પાછુ ચક્ર ફર્યું છે, અને શેહેરો વધુ પ્રમાણમા વસાવા માંડયાં છે. વ્યાપારના કેન્દ્ર સ્થળ રૂપે, તેમજ હુન્નર, ઉદ્યોગ અને સંસ્કરણ સંબંધી વળી શેહેરો પોતાનું અગ્રપદ ધારણ કરવા માંડયા છે.

જાતિ અને ઉમ્મરનો ભેદ વ્યાપારી દૃષ્ટિએ આપણને સ્ત્રી અને પુરૂષનો જાતિ ભેદ લેખવો પડશે કારણ કે ઊચ્ચ અને મધ્યમ વર્ગના લોકોમાં સ્ત્રીઓ કામ કરવાનું દુષણ રૂપ લેખે છે અને તેથી સંપત્તિના સાહ્યક રૂપે ભાગ્યેજ આપણે સ્ત્રીઓની ગણના પુરૂષ સાથે કરી શકીશું. આખા હિંદમાં માત્ર ત્રીજોજ ભાગ એવો છે કે જ્યાં સ્ત્રીઓજ વ્યાપારમાં સાહ્યકારી હોય છે અને તેઓનુ પદ પુરૂષો કરતા વિશેષ હોય છે.

ઉમ્મર અને સંપત્તિ. વૃદ્ધ અને બાળકો એ સંપત્તિનો વ્યય કરનારા છે. હિંદમા સરેરાશ રીતે આપણે સંપત્તિમા સાહ્યકારી થનારા માણસોની ઉમ્મર ૧૫ થી ૬૦ સુધીની મૂકી શકીએ. કારણ કે શેહેરી જીંદગીમા ઘણું ખરૂ ૧૮ વ૫ સુધીની ઉમર સાધારણ રીતે વિદ્યાભ્યાસમાં વ્યતિત થાય છે શક્તિ હોય તેઓ તેથી આગળ શિખે છે અને શિખવામાંજ અર્ધી ઉપર જીંદગી વ્યર્થ જાય છે. ચાલીસ અને પીસતાળીશ વર્ષની ઉમરે મુંબાઈમાં સોલીસીટરો થાય છે. ગરીબોના બાળકો દશ વર્ષથી મજુરી ઉપર લાગે છે, અને ખેડુતોના બાળકો નહાનપણથીજ ખેતીએ વળગે છે. અને તેથી ઉપર મૂજબ ૧૫ અને ૬૦ વર્ષની વચ્ચેના લોકોનો જો અડસટો ગણીએ તો તે ૧,૭૦,૦૦,૦૦૦ કહેલાં વસ્તીના પ્રમાણમા ૫૫ ટકા થવા જાય છે. હવે આ પ્રમાણમાથી સ્ત્રીઓ, નાતવાનો, અને જન્મથી ખોડવાળાની સંખ્યા બાદ કરીએ તો ખરેખર કામ કરનારા મનુષ્યોની ખરી સખ્યા મૂકી શકીએ.

સુખાકારી. એકંદરે પ્રમાણ જોતા લોકોની સુખાકારી હિંદ મધ્યે ઘણી અફસોસકારક છે. ગામડામા લોકો રોગચાળાથી પિડાય છે. કૉલેરા, સિતળા, મરકી વગેરે દુષ્ટ રોગો ગામડાઓમા જ્યારે ત્યારે ફેલાય છે. વળી દુકાળના સમયમા પણ રોગોની વૃદ્ધિ થાય છે. આ બધાનુ કારણ પાણીની તંગાસ અને સુખાકારી સાચવવા તરફ લોકોનું બેદરકારપણું એજ મૂખ્ય કારણ છે. બાળકોનું મરણ પ્રમાણ પણ હિંદમા વિશેષ છે તેના ઘણા કારણો છે. ગરીબીને લીધે બાળકોને પુરતા પ્રમાણમા દુધ આપવામા આવતું નથી. માબાપોની બેદરકારી, રોગચાળાનો ઉપદ્રવ અને માબાપોની નહાની ઉમરમાં છોકરાંઓના નાતવાન તરકેના જન્મ.

* ૧૯૧૧ ની 'બૉર્ડ ઑફ ટ્રેડ બ્લ્યુ બુક' ઉપરથી જણાય છે કે ઇંગ્લાંડની શેહેરીવસ્તીનુ પ્રમાણ ૭૧ ૩ ટકા અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમા ૪૩ ૩ ટકા હતુ.

બંગાળમા શેહેરીવસ્તીનુ પ્રમાણ માત્ર ૨ ટકા આવે છે

લગ્ન. દરેક સ્ત્રી પુરૂષે પરણવું એ હિંદમાં આવશ્યક તેમજ ધર્મના નિયમો મુજબ અગત્યનું છે. પરણ્યા વગર માણસ ગૃહસ્થ થઇ શકતો નથી, અને ગૃહસ્થ હોયા વિના ધર્મની કેટલીક ક્રિયાઓ કરી શકાતી નથી. હિંદનો દેશ ગરમ છે, તેથી સ્ત્રીઓ અને પુરૂષો ઇંગ્લંડ કરતાં હિંદમાં પરણવાને લાયકના ઘણા જલદી થાય છે તોપણ કન્યા માટે પરણવાનો કાળ તેર વર્ષથી માંડીને વીસ વર્ષ સુધી લેખાય છે, જેમાં ફેરફાર થઇ ૧૬ થી ૨૦ થવાની જરૂરીઆત છે. પુરૂષ માટે અઢારથી પચીસનો કાળ લેખાય છે, જે પણ વધીને ૨૦ થી ૩૦ સુધી થવાની જરૂર છે.

પુનરલગ્ન. ઉંચ અને મધ્યમ ગણાતી જાતિઓમાં હિંદ મધ્યે સ્ત્રીઓ માટે પુનરલગ્નનો બાધ છે, જ્યારે પુરૂષો વગર આંચકે ગમે એટલી વખત પરણી શકે છે. બંગાળ અને ઉત્તર હીંદની ઉંચી જ્ઞાતિઓમાં, તેમજ હલકી જાતિઓમાં જીવતી સ્ત્રીઓએ પુરૂષો સામટી બે ત્રણ સ્ત્રીઓ પરણી શકે છે. માત્ર બર્મા જ્યાં સ્ત્રીઓ પોતાની મરજીએ ગમે એટલા પુરૂષોને પરણી શકે છે, તે સિવાય બધે ઠેકાણે હિંદમા આ રિવાજ જારી છે. આથી બાળ વિધવાની સંખ્યા દર વર્ષે વધતી જાય છે વિધવાઓ વધવાથી બાળકોનાં કમોને મર્ણ હિદમા થાય છે, જો કે તેવાં બાળકોને ઉછેરવા માટે હિંદમા બે ચાર ખાતા સારો પ્રયાસ કરી રહ્યાં છે. અમુક ઉમ્મરની સ્ત્રીઓને પુનર્લગ્ન કરવાની છુટ આપવી એ હિંદ માટે હવે આવશ્યક છે.

જન્મ પ્રમાણ. દર હજારે બાળકનું જન્મ પ્રમાણ ૩૮.૫ ટકાનું આવે છે. સ્ત્રીઓ કઇ ઉમ્મરે ગર્ભ ધારણ કરે છે તેના આકડા મળતા ન હેવાથી મરેરાશ આંકડા આપી શકાતા નથી. અને જન્મ પ્રમાણના પણ ખરા આંકડા મળી શકતા નથી.

મૃત્યુ પ્રમાણ. વસ્તીના વધારા અથવા ઘટાડાનું પ્રમાણ જન્મ પ્રમાણ ઉપર રહેતું નથી, પરંતુ મર્ણ પ્રમાણ ઉપર રહે છે. છેલ્લા થોડાં વર્ષોમા હિંદ મધ્યે મર્ણ પ્રમાણ અસાધારણ વધી ગયું છે. ૧૮૯૯ થી ૧૯૦૮ ના વર્ષોમાં દર હજારે મર્ણ પ્રમાણ ૩૪.૫ ટકા હતું. સુધરેલા મુલકોમાં મર્ણ પ્રમાણ ૧૭ થી ૨૧ ટકા આવે છે, તે જોતાં હિંદમાં મૃત્યુ પ્રમાણ ઘણુંજ વધારે છે. જેનું કારણ દુષ્કાળ, રોગચાળો, પાણી અને પુરતા ખોરાકની તંગાસ, અસુખાકારીવાળી જગ્યાઓ, અને બચપણમાં લગ્નમાં એ મૂખ્ય છે.

વસવાટની ફેરબદલી. મર્ણ પ્રમાણ વધવાનું બીજું કારણ વસવાટની ફેરબદલી છે. ધંધા અથવા નોકરીને લીધે લોકો ગામડાંઓમાંથી શેહેરોમાં રહેવા જાય છે, જ્યાંનું પાણી માફક આવતું નથી. શેહેરની મોઘ‌ાઇને લીધે બાળકોને દુધનો પુરતો ખોરાક આપી શકાતો નથી. મોઘા ભાડાંઓને લીધે ગામડાંઓની જેટલી કુસાદે અને હવા ઉજાસવાળી જગ્યા મેળવી શકાતી નથી. આવા લોકોએ શેહેરો પાસે ગામડાંઓમાં વસવાટ કરવો જોઇએ. આવો વિચાર દિન પ્રતદિન લોકોમાં વધુ ફેલાવા લાગ્યો છે છતાં હિંદમાં વસવાટની ફેરબદલી ઘણે ભાગે તેના તેજ ભાગમાં રહેલી છે. જો કે પંજાબ અને કલકત્તા તરફ લોકો અન્ય ઇલાકાઓમાં અને દેશોમા ઘણા મોટા પ્રમાણમા વસવા લાગ્યા છે. મૉરીશીઅસ, નાતાલ, બ્રિટિશ ગીની, ફીજી વગેરે દેશોમાં જઇ વસનારા હિંદીઓની સંખ્યા ૧૯૦૮–૦૯ માં માત્ર ૧૨,૦૦૦ હતી જે ૧૯૦૦–૦૧માં ૨૬,૫૦૮ની હતી. પરંતુ પંજાબીઓ, બંગાળીઓ, અને મદ્રાસીઓ હવે મોટા પ્રમાણમાં અમેરિકા અને જાપાનમાં વસવા માડયા છે.

વસ્તીનો વધારો. છેલ્લાં દશ વર્ષમાં હિંદની વસ્તી વધી છે અને તે વીસ કરોડ ઉપરથી એકત્રીસ કરોડ પચાસ લાખની થઇ છે. છતાં વધારો દર હજારે માત્ર ૭ ટકાનો હતો. આ જોતાં બીજા સુધરેલા દેશોના પ્રમાણમાં હિંદમાં વસ્તી વધી નથી. કારણ કે ઇગ્લન્ડ અને વેલ્સમા ૧૮૯૧–૧૯૦૧ માં ૧૨.૧૭ ટકા અને ૧૯૦૧–૧૧ માં ૧૦.૯૧ ટકાનો વધારો હતો. તે સાથે સરખાવતાં

૧૮૯૧-૧૯૦૧ માં હિંદમાં વધારો માત્ર ૨૪ ટકાનો હતો. અલબત્તાં આ છેલ્લી લડાઈએ દરેક દેશની વસ્તીના મોટા ભાગનો સંહાર કીધો છે, તેમ હિંદને પણ તેમાં ખમવું પડ્યું છે. તેનું ખરૂં પ્રમાણ તો લડાઇ બંધ પડે અને આંકડા બાહેર આવે ત્યારે જણાય.

સંપત્તિનું સ્થાયીપણું. વસ્તી જે સાધારણ રીતે વધી તેના પ્રમાણમાં સંપત્તિનો વધારો થયો નથી. ખેતીવાડીની જમીન તેટલાજ પ્રમાણમાં રહી છે અને વસ્તીના વધારાના પ્રમાણમાં અનાજની ઉત્પત્તિ ઘટી છે હવે આના પ્રમાણમા દેશની સંપત્તિ અને અનાજ પેદા કરવાની શક્તિ વધી હોત તો પ્રજાની સંપત્તિ વધતજ. આ વિષય ઉપર ટીકા કરતાં 'ઇમ્પેરિઅલ ગેઝેટ ઓવ ઇન્ડીઆ'મા મી૦ ઇ. એ. ગેટ કહે છે કેઃ—

"ખેતીવાડીના કરનારા એવા માણસોની "વસ્તી જે વધે છે, તે જોતા, વધુ ગીચ "વસ્તીવાળા ભાગોમાં જો સુધરેલી રીત મુજબ "સાયન્ટીફીક, ખેતી કરવામાં આવે તો પણ "વધુ ઉપજ કરી શકાય આવા બીજા ઘણા "ભાગો છે અને તેમાં ખાસ કરીને બર્મા કે "જ્યાં આવી ખેતી કરવાના ઘણાં સાધનો "છે, અને તે શિવાય રજપુતાણાનો પશ્ચિમ "ભાગ કે જ્યાં રેતાળ જમીન છે ત્યાં "નહેરોની મદદે જે ચીજ ઉત્પન્ન કરી શકાય "તે ઉપજાવવી જોઇએ."

---

## પ્રકરણ ૬ ઠું.

## The Social Structure.

## લોકાચાર

અગાઉનાં શેહેરો. ઇતિહાસ ઉપરથી જણાય છે કે અગાઉના સમયમા કાં તો રાજ્ય તરફથી માન પામેલી જગ્યા અથવા તો ધર્મને નામે માની લિધેલાં ધામ ઉપરથી શેહેરો બનતા હતા. જે જે સ્થળો મુસલમાન અથવા પેશ્વાઓના સમયમાં રાજ્ય કોટુંબીઓ અથવા તો તેઓના સરદારોના મુકામને માટે આદરને પામ્યાં હતાં, ત્યાં પહેલાં, મુકામ માટે વાડાઓ, ગૃહો, મસ્જીદો અને કબરો માટેના રોજાઓ બંધાતા, ઘોડાઓ અને સરદારોને માટે થોડાક તંબુઓ બંધાતા, પછી ગ્રામને બધી બાજુએથી કિલ્લો બાંધી બંધ કરવામાં આવતું. ત્યાર પછી ત્યા કારીગરો આવીને વસતા અને તે સ્થાન શેહેરમા ફેરવાઇ જતું. અથવા તો અમુક રાજાને કે જાણીતા માણસોને જે એક સ્થળ પસંદ પડતું, ત્યા દેવાલયો બંધાતાં, તળાવ અને સરોવર ખોદાતાં અને બંધાતા. લોકોને ઉતરવા શરાઇઓ એટલે ધર્મશાળાઓ બંધાતી ત્યાં યાત્રાળુઓ મોટા પ્રમાણમાં આવતા અને કારીગરો આવીને વસતા અને તે રીતે પણ શેહેર બંધાતુ પણ આવાં શેહેરોમા ખુબીની વાત તો એ હતી કે કારીગરોને પોતાનો વ્યાપાર પ્રસરાવવા અન્ય સ્થળે જવું પડતું નહિ, પરંતુ જે સ્થળો જે જે ચીજો સારી થતી હોય, ત્યા લોકો તે ખરીદવાને આવતા હતા. આને લીધે કાશી, જગન્નાથપુરી, વૃંદાવન, પ્રયાગ, ગયા, નાશક, વગેરે સ્થળો શેહેરો તરીકે પ્રખ્યાતીને પામ્યા છે. વળી રાજ્યધાનીનાં અને જુની રાજ્યધાનીઓમાં શેહેરો પોતાની ચોક્કસ પ્રકારની કારીગરીને માટેજ પ્રખ્યાતિને પામતાં હતાં. આગ્રામાં તાજમહેલ બંધાયા પછી, આરસપહાણના ટુકડાઓની કારીગરી ચાલી હતી કાશ્મીર તરફ ઠંડી વિશેષ હોવાથી રજવાડાઓ સુશોભિત શાલો બનાવી ઓઢવાનું પસંદ કરતા હતા તેથી ત્યા શાલનો વ્યાપાર ચાલ્યો હતો અને તે ભાગમા પસર્યો હતો પરંતુ બ્રીટીશ સામ્રાજ્યના ઉદય સાથે મદ્રાસ કલકત્તા, મુંબઇ, કાનપુર. અલ્હાબાદ, હાવરા, રંગુન, કોલંબો, કરાચી અને પેશાવર વગેરે શેહેરો ઝપાટાબંધ કુદકે અને ભુસકે વધવા માંડયાં. છતા લોકો અંગ્રેજી પદ્ધતિ અનુસાર શેહેરોમાં વસવા માંડયા નથી

---

# હિંદુસ્થાનનાં ઑઇલ સીડઝ

## ધૂળમાંથી ધન.

મૂળ અંગ્રેજીમાં લેખકઃ—આર. એલ. સુતરીઆ બી. એ.

ઇમ્પીરીયલ ટ્રેડ સપ્લીમેન્ટને માટે તેલના બીયાં કચરવાના ઉદ્યોગને માટે એક લેખ લખી મોકલવાનો ધી "ટાઇમ્સ ઑફ ઇન્ડીયા"નો વિનંતિપત્ર મ્હેં કબૂલ રાખ્યો ત્યહારે મ્હને કાંઇક ચિંતા ઉભી થઈ હતી. આ ઉદ્યોગને માટેનું મ્હારૂં જ્ઞાન બહુ વિશાળ નથી, કારણ કે કપાશીયામાંથી તેલ કહાડવાના ઉદ્યોગ સાથેજ મ્હારો સમ્બન્ધ છે. અને તેથી જે વિષય હું બરાબર જાણું છું તેજ વિષય ઉપર મ્હેં લખવાનો વિચાર કર્યો. પરન્તુ આમ કરવામાં મ્હને બીજી એક મૂશ્કેલી નડી. હું એમ ધારતો હતો કે આ સપ્લીમેન્ટનો ઉદ્દેશ હિંદુસ્થાન સુદ્ધાન્ત બ્રિટિશ એમ્પાયરના અહિંના અને દરિયાપારના વેપારીઓ તેમજ માલ બનાવનારાઓનો સમ્બન્ધ વધુ ગાઢ કરાવવાનો હતો, અને તેથી આ વિષય 'ઇમ્પીરીયલ' દૃષ્ટિબિન્દુથી લખાવવો જોઇએ. આ કાર્ય સરળ ન હતું તેમ છતાં પણ આજ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને લેખ લખવાનો મ્હેં બનતો પ્રયત્ન કર્યો છે.

આરંભમાંજ મ્હારે કહી દેવું જોઇએ કે આ લેખનું નામજ ભૂલ્ય ખવરાવે તેવું છે. કારણ કે હિન્દુસ્થાનમાં ગણત્રીમા આવી શકે તેવો કપાશીયાનો ઉદ્યોગજ નથી. આખા દેશમાં ફક્ત એકજ મીલ છે અને અંગ્રેજી કહેની કહે છે તે પ્રમાણે "એક ચકલીથી ઉન્હાળો ગણી શકાય નહિં" તે પ્રમાણે એક મીલ તે શી વિસાતમાં? તે રૂપમાંથી આ લેખમાં આ ઉદ્યોગની ભવિષ્યની શક્યાશક્યતા વિષે લખાણ કરવાનો યત્ન કર્યો છે, ભૂત કે વર્તમાન સ્થિતિનો નહિં.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં કપાશિયાના તેલને માટેની મીલોની ઉત્પત્તિ અને ઉદય, આધુનિક જમાનાની ઔદ્યોગિક ચળવળમાં એક ચિત્તાકર્ષક બનાવ રૂપે છે. એક જમાના સુધી બીયાંઓ નકામી વસ્તુ ગણાતાં હતાં અને ત્હેમને કેમ ઠેકાણે પાડવા તે એક પ્રશ્ન થઇ પડયો હતો. મોસમ દરમ્યાન બીયાંનો જબરજસ્ત ઢગલો થયા કરતો અને આસપાસના પડોશમાં હેરાનગતિનું કારણ થઇ પડતો. મીલવાળાઓએ આ બીયાં કોઇ બીજી જગ્યાએ ખસેડવાં જોઇએ એવી મતલબના કાયદાઓ પણ ઘડાયા અને એમાં એવું પણ સૂચવવામાં આવ્યું કે મીલવાળાઓએ પોતાની મીલો નદીનાળાં પાસેજ રાખવી કે જેથી કરીને બીયાં તે પાણીમાંજ ઘસડાઇ જઇ શકે.

જેમ જેમ રૂનો પાક વધારવામાં આવતો ગયો તેમ તેમ કપાશિયાનો જથ્થો પણ વધતો ગયો અને પરિણામે તે બધોજ જથ્થો ફેંકી દેવામાં ફાયદો જણાયો નહિ આ બીયાંનો આર્થિક ઉપયોગ શોધી કહાડવાની જરૂર જણાઈ. આ દિશામાં અમેરિકાએ પોતાનુ લક્ષ દોડાવ્યું અને ત્હેનું પરિણામ અદ્‌ભૂત આવ્યું. તરતજ એમ શોધાયું કે આ બીયાંમાં બહુ સારી જાતનું તેલ છે અને ત્હેમાંથી નીકળતો ખોળ અને છોલાં ઢોરોને માટે બહુ સારો ખોરાક થઇ શકે તેમ છે. એક પછી એક કૉટન સીડ ઓઇલ મીલો, નીકળવા માંડી અને હાલમાં કમમાં કમ ૯૦૦ મીલો, થાપણ તેમજ મજુરોને બન્નેને ફાયદાકારક થઇ પડેલ આ સારા હુન્નરમાં રોકાઈ ગઇ છે. જ્યોર્જિઆ સ્ટેટની એગ્રીકલચરલ કૉલેજના ડૉ. સુલના શબ્દોમાં કહીએ તો "કપાશિયા અને ત્હેને અંગે કરીને ઉભા થયેલા ઉદ્યોગોનો ઇતિહાસ એક અદ્‌ભૂત કહાણી જેવો છે. ન્હાના છોકરાંઓને માટેની વાતોમાં ભીખારી છોકરાંઓ મ્હોટાં મ્હોટાં રાજા રાણીઓ થઇ જાય છે; પરન્તુ મ્હને લાગે છે કે કપાશિઆ જે નકામી વસ્તુ તરીકે ગણાતા હતા અને ત્હેમાંથી એક અગત્યનો દરજ્જો ભોગવતા થઇ પડ્યા છે ત્હેમનો ઇતિહાસ આ કથા કહાણીઓને પણ વિસરાવે તેવો થઇ પડયો છે. આ ઉદ્યોગને લઇને

સાઉથલેન્ડને દર વર્ષે ૧૫,૦૦,૦૦,૦૦૦ ડૉલર મળે છે. ત્હેને વડે કરીને ૪૦,૦૦૦ થી ૫૦,૦૦૦ મનુષ્યોને રોજી મળે છે. તે ઉદ્યોગ, આપણા ઢોરોને ખોરાક પૂરો પાડે છે. આપણા માટે ...ત આપે છે, મનુષ્યો સુખેથી આરામ લઈ કે તેટલા માટે તળાઈઓ બનાવવામાં કામ ...ગવાં લીન્ટર જાતના છોલાં આપે છે. સાબુ બનાવવાને માટે જોઈતી વસ્તુ પૂરી પાડે છે અને જો જરૂર પડે તો 'લીન્ટર' માંથી નાઇટ્રોગ્લીસરીન પણ પૂરૂં પાડી શકે છે."

ઉદ્યોગનો ઉત્કર્ષ.

નીચેના આંકડા આ ઉદ્યોગ અમેરિકામાં કેવી ત્વરાથી ખીલી નીકળ્યો છે તે વાંચનારને બરાબર જણાવી આપશે —

યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકામાં કપાશિયાના ઉદ્યોગની ઉત્ક્રાન્તિ.

| (વર્ષ.) | (મીલોની સંખ્યા.) | (બિયાં. ટન.) | (મીલોમાં પીસ્યાં ટન) | (કેટલા ટકા મીલમાં પીસ્યાં.) |
|---|---|---|---|---|
| ૧૮૭૯ | ૩૦ | ૧૩,૦૦,૦૦૦ | ૫૨,૦૦૦ | ૪ |
| ૧૮૮૦ | ૪૫ | ૨૬,૦૦,૦૦૦ | ૨,૮૯,૦૦૦ | ૧૧ |
| ૧૮૯૦ | ૧૧૫ | ૩૫,૦૦,૦૦૦ | ૯,૧૦,૦૦૦ | ૨૬ |
| ૧૯૦૦ | ૩૫૭ | ૪૭,૦૦,૦૦૦ | ૨૮,૨૦,૦૦૦ | ૬૦ |
| ૧૯૧૦ | ૮૫૬ | ૪૫,૦૦,૦૦૦ | ૩૨,૯૯,૦૦૦ | ૭૩ |
| ૧૯૧૪ | ૮૮૫ | .......... | ....... ... | ...... |

કપાશિયામાંથી ઉત્પન્ન કરી શકાતી ...સ્તુઓ એકદમ એકલા અમેરિકામાંજ નહિં ...ણ યુરોપમા પણ વિખ્યાત થઇ ગઇ અને ...લ અને ખોળને માટેની માગણી ઘણીજ વધી ...ઇ. આથી યુનાઇટેડ સ્ટેટસની પાછળ પાછળ ...જ દિશામાં કામ કરવાને બીજાં રાજ્યો પણ ...લચાયા. નીચેના આંકડા ઉપરથી આ વાત ...ધુ સ્પષ્ટ થશેઃ—

૧૯૧૮ માં દુનિયામાંની કૉટન સીડ મીલો.

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકા | ૮૮૫ |
| ઇંગ્લન્ડ ... ... ... | ૫૦ |
| રશિયા ... ... ... | ૩૨ |
| પેરૂ ... ... ... | ૧૧ |
| જરમની ... ... ... | ૯ |
| ચીન ... ... ... | ૯ |
| બ્રાઝીલ ... ... ... | ૭ |
| ફ્રાંસ ... ... ... | ૪ |
| ઇજીપ્ત ... ... ... | ૪ |
| ટર્કી (એશિયાટીક) .. ... | ૪ |
| મેક્સીકો ... ... ... | ૧ |
| ઓસ્ટ્રીઆ ... ... ... | ૧ |
| ચીલી ... ... ... | ૧ |
| હિન્દુસ્તાન ... ... ... | ૧ |
| કુલ્લે. | ૧,૦૧૯ |

ઇંગ્લીશ અને ફ્રેંચોમાંની કેટલીક મીલો એકલીજ કપાશિયા માટે નહિં હોય અને સાથે સાથે બીજાં બીયાં પણ કચરતી હોય એ શક્ય છે.

કપાસ પેદા કરનાર દેશ તરીકે હિન્દુસ્થાન યુનાઇટેડ સ્ટેટસ કરતાંજ ઉતરતો ગણાય છે. અને તેથી કરીને સ્વાભાવિક રીતે કપાશીયાના ઉદ્યોગમાં પણ ત્હેનો દરજ્જો તેવોજ હોવો જોઇએ—પણ તે દરજ્જો, જોકે ઇંગ્લન્ડમાં એક પણ રૂનો છોડ નથી અને કપાશીયાને માટે ત્હેને હિન્દુસ્થાન અને ઇજીપ્ત ઉપરજ આધાર રાખવો પડે છે તેમ છતાં પણ ત્હેણે લીધો છે એ ખરેખર આશ્ચર્યજનક છે. હિન્દુસ્થાનને રશિયા, ઇજીપ્ત ચીન અને તુર્કીએ પણ પછાત પાડી નાખ્યું છે. તુર્કસ્તાન જેવા હિન્દુસ્થાન કરતાં ઘણા પછાત પણ સાહસીક સ્વભાવના—કૉટન સીડ ઑઇલ મીલના ઉદ્યોગમાં તો બરાબ—દેશમાં રશિયાની ઘણી ખરી મીલો આવેલી છે. હરકોઇને એમ સહજ પ્રશ્ન ઉદ્ભવે કે હિન્દુસ્થાન આ શરતમાં આટલું બધું પાછળ કેમ?

આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપવાને માટે, હિન્દુસ્તાન પોતાના કપાશિયાની શી

વ્યવસ્થા કરે છે તે આપણે જોઇએ. દરવર્ષે સરેરાશ ૧૬,૦૦,૦૦૦ ટન કપાશિયા હિન્દુસ્થાનમાં થાય છે. આમાંથી દશ ટકા વાવેતરના કામમાં જાય; બાકીમાંથી ૨,૫૦,૦૦૦ ટન દર વર્ષે યુરોપમાં નિકાશ થાય છે અને ત્હેનો મ્હોટો ભાગ ઇંગ્લંડમાં જાય છે. બાકી રહેલા ૧૨,૦૦,૦૦૦ ટન ક્યાં જાય છે તે જોવાનું રહ્યું. આ મ્હોટા જથ્થાનો શો ઉપયોગ થાય છે તે જાણવાને માટે કોઇ પણ જાતના આંકડાનો આપણને આધાર નથી પણ જો આપણે એમ ધારીએ કે આ મ્હોટો જથ્થો ઢોરોના ખોરાક તરીકેજ વપરાઇ જાય છે તો આપણે સત્યથી બહુ વેગળા નહિં થઇએ. એટલે પરિણામ એમ આવે છે કે જેમ અમેરિકામાં કપાશિયા ફક્ત નકામી વસ્તુ તરીકે નાખી દેવામા આવતા હતા તેમ હિંદુસ્તાનમાં થતું નથી અને તેથી નકામી વસ્તુનો ઉપયોગ કેવી રીતે કરવો તે શોધી કહાડવાના પ્રયાસનો પ્રશ્ન હિંદુસ્થાનમાં કોઇ દિવસ ઉપસ્થિત થયોજ નથી. હમણા પણ પ્રશ્ન ફક્ત એક ઉપયોગને બદલે બીજો ઉપયોગ કરવાનો છે અને તેથી કરીને થાપણવાળાઓને માટે બહુ આકર્ષક નથી. આથી હિન્દુસ્થાન આ ઉદ્યોગમાં આટલું પછાત પડી ગયું એમા કાંઇ નવાઇ જેવું લાગતું નથી.

પરન્તુ જે પ્રમાણે હિન્દુસ્થાન હમણા કરે છે તેજ પ્રમાણે કપાશિયાને ઢોરોના ખોરાક તરીકેજ ભવિષ્યમા પણ વાપર્યા કરે તે સલાહકારક છે? સ્વર્ગસ્થ મી. નોએલ પેટનના શબ્દોમાં કહીએ તો "હિન્દુસ્થાનમાં આખા કપાશિયાજ ઢોરોને ખવડાવવામાં આવે છે અને ઘણી વાર એમ પૂછવામાં આવે છે કે એ કપાશિયાને પીલવાથી વધુ લાભ શો? લાભ એટલોજ કે નકામો વ્યય થાય છે તે બચી જાય અને જે તેલ, ઢોરોને કપાશિયા આખા ખવરાવવાથી ત્હેમને પચી શકતું નથી તે તેલ, જો કપાશિયા પીલાય તો પૈસા ઉત્પન્ન કરી શકે. ઢોરોને જો કપાશિયા ખવડાવવામા આવે તો અંદરના તેલનો મ્હોટો ભાગ ત્હેમને પચી શકતો નથી અને બહાર નીકળી જાય છે." કેટલાકો એવી દલીલ લાવે છે કે જો હિન્દુસ્થાનમાં કૉટન સીડ ઓઇલ માટે મ્હોટી મ્હોટી મીલો થાય તો ઢોરો માટેના ખોરાકની તંગી પડે. પણ આનો ઉત્તર એટલોજ કે ગમે તેવી સારી રીતે પણ જો તેલ કહાડવામાં આવે તો ૧૨ ટકા કરતાં વધારે તેલ નીકળી શકતું નથી; એટલે બાકી ૮૮ ટકા ઢોરોને માટે રહે. તેથી *તેલની મીલો ઉભી કરવાથી ઢોરોના ખોરાકને માટે તંગી પડવાની ધાસ્તી નાપાયેદાર છે અને જે તેલ નીકળે છે ત્હેનાથી દેશની દોલત વધેજ. આ હકીકત નીચે આપેલા આંકડા ઉપરથી વાંચનારને સ્પષ્ટ સ્હમજાશે :—

| | રૂ. |
|---|---|
| ૧૨,૦૦,૦૦૦ ટન કૉટન સીડ (કપાશિયા) ૧,૨૦,૦૦૦ ટન તેલ કહાડી શકે; એટલે દર એક ટન દીઠ રૂ. ૪૫૦-૦-૦ એ લેખે:— ... ... | ૫,૪૦,૦૦,૦૦૦ |
| ૫,૩૦,૦૦૦ ટન ખોળ: એક ટન દીઠ રૂ. ૫૦-૦-૦ | ૨,૬૫,૦૦,૦૦૦ |
| ૫૫૦,૦૦૦ ટન છોતરાં: એક ટન દીઠ રૂ. ૨૦-૦-૦ | ૧,૧૦,૦૦,૦૦૦ |
| કપાશિયાની કુલ કિંમત— | ૯,૧૫,૦૦,૦૦૦ |
| ૧૨,૦૦૦,૦૦૦ ટન કપાશિયાની કિંમત: એક ટન દીઠ રૂ. ૫૦-૦-૦ | ૬,૦૦,૦૦,૦૦૦ |
| બન્ને વચ્ચેનો તફાવત દેશને ચોખ્ખો ફાયદો | ૩,૧૫,૦૦,૦૦૦ |

આ આંકડો—રૂ. ૩,૧૫,૦૦,૦૦૦ દેશને કપાશિયા આખા ને આખા ઢોરના ખોરાક તરીકે વપરાય છે તેથી દર વર્ષે જતી ખોટ બતાવી આપે છે.

આ ઠેકાણે એ ભૂલી જવું જોઇતું નથી કે કપાશિયા સંઘટ્ટ રૂપમાં ખોરાક છે અને આ જાતનો ખોરાક દુકાળના વખતમાં કામ લાગે એવો નથી. ખરૂં જોતાં તો કપાશિયાના જે છાલાં આ દેશમાં 'હલ' તરીકે ઓળખાય છે ત્હેની જરૂર છે. આ 'હલ' કપાશિયા કરતાં સોંઘાં પણ છે. આ છાલાંની ખોરાક તરીકેની

*મેટેલીક શીશીઓથી બીલ્ડીંગનો ઓરડો ઝળે છે.

કિંમત સરકારી ફાર્મોમાં અખ્તરા કરીને પુરવાર થયેલી છે. ૧૯૧૨ અને ૧૯૧૫ ના ગૂજરાતના અને ૧૯૧૩ ના અહમદનગરના દુષ્કાળમાં તે છાલાં ઘણાં ઉપયોગી નીવડયાં હતાં. મુંબાઇ સરકારના હમણાના એક પ્રસિદ્ધ થયેલાં ચોપાનિયાં :—"Fodder problem in the Bombay Presidency"માં કપાશિયાના છાલાં વિશે નીચલી ટીકાઓ પ્રસિદ્ધ થયેલી છે:-

"જે પ્રમાણમાં રૂ ઉગાડવામાં આવે છે તે પ્રમાણમાં ઢોરોના ખોરાકની તંગી આ ઇલાકામાં અને મુખ્યત્વે કરીને ખાનદેશના રૂના પ્રદેશમાં જણાય છે. અમેરીકામાં આવા રૂના પ્રદેશમાં કપાશિયાનાં છાલાં ઢોરોના ખોરાક તરીકે વપરાય છે. ૧૯૧૨-૧૯૧૩માં નવસારીની કૉટન ઑઇલ કંપનીની સૂચનાથી ગાયો તેમજ બળદો વગેરેને માટે આ છાલા ખોરાક તરીકે વાપરવાના અખતરા કરવામાં આવ્યા હતા. અખતરાઓથી એમ સાબીત થયું હતું કે કપાશિયાનાં છાલાં કડબના જેટલાંજ ખોરાક તરીકે ચાલે તેવાં છે. સુરત ફાર્મમાં જણાયું હતું કે ગુજરાતના ૧,૧૫૦ શેર વજનના બળદો ફક્ત ૨૦ શેર છાલાં અને ૩ શેર કપાશિયા ઉપર સારી રીતે રહીને કામ કરી શકતા હતા. નવસારીથી મોકલવાથી સુરતમાં ૧૦૦૦ શેર છાલાંના રૂા. ૧૧-૧૪-૬ પડે છે. કપાશિયાને બદલે ત્હેનાં છાલાં ખવડાવવાથી સૌથી મ્હોટો ફાયદો એ છે કે કપાશિયામાંથી પહેલાં તેલ અને ખોળ કહાડી લીધા પછી તે ઢોરોને આપવામાં આવે છે. અને તેથી આ પ્રદેશોમાં કપાશિયાને બદલે છાલાં વાપરવાથી બહુ મ્હોટો આર્થિક લાભ થઇ શકે તેમ છે."

આ ઉપરથી જોઇ શકાશે કે આ ઉદ્યોગથી ઢોરોનો ખોરાક ખૂટી જવાને બદલે ખરી રીતે જોતા વધારે સારો થશે.

પણ ઢોરોને ખવાડનાર પુરૂષોને કપાશિયા પ્રત્યે ઘણો પક્ષપાત છે. અને તેથી પ્રથમ મીલો કહાડનાર વ્યક્તિઓને આ ઢોરોને પાળનાર પુરૂષોની સહાય મળવાને બદલે કપાશિયાની બજારમાં હરીફાઇ મળશે. પરન્તુ આથી ગભરાવા જેવું નથી. કારણકે જ્યાં સુધી કપાશિયા પ્રત્યેનો પક્ષપાત કેળવણીથી નાશ નહિ પામે ત્યહાં સૂધી દુનિયાના બીજા દેશોમાંથી મીલવાળાઓને પુરતી ઘરાકી મળી રહેશે. નીચલા આંકડા ઉપરથી જણાશે કે યુનાઇટેડ કીંગડમજ તેલ તેમજ ખોળ ઘણા મ્હોટા જથ્થામાં લે છેઃ—

| કપાશિયાનું તેલ | ૧૯૧૧. ટન. | ૧૯૧૨. ટન | ૧૯૧૩. ટન. | ૧૯૧૪. ટન. | ૧૯૧૫. ટન. |
|---|---|---|---|---|---|
| કાચું. | ૩,૫૫૭ | ૬,૬૬૮ | ૧,૦૭૦ | ૩,૧૧૪ | ૪,૦૮૦ |
| ,, ,, સુધારેલું. | ૨૧,૯૦૯ | ૨૧,૬૬૬ | ૧૬,૫૮૬ | ૧૯,૮૬૬ | ૩૩,૭૭૧ |
| ,, ખોળ. | ૧,૯૯,૦૨૭ | ૨,૮૧,૮૯૦ | ૨,૩૬,૭૨૩ | ૧,૮૩,૧૬૯ | ૨,૧૭,૪૬૪ |

મહારાજ્યના બીજા ભાગોમાં કપાશિયામાંથી ઉત્પન્ન થતી વસ્તુઓની શી ખપત છે એના ખાસ આંકડા હું જાણુનો નથી, પણ મ્હારા જાતી અનુભવથી હું કહી શકું છું કે યુનીઅન ઑફ સાઉથ આફ્રિકામા તેમની સારી ખપત છે. મિત્રરાજ્યો અને બીજા તટસ્થ રાજ્યોમાં હૉલન્ડ અને બેલજીઅમમાં તેમની સારી ખપત છે અને ડેનમાર્ક અને સ્વીડનમાં ખોળની સારી ખપત થઇ શકે તેમ છે.

હિન્દુસ્થાનના કપાશિયામાંથી મ્હોટો ભાગ યુનાઇટેડ કીંગડમમાં જાય છે. ત્યાં હિન્દુસ્થાનમાંથી મંગાવેલ કપાશિયામાંથી જે તેલ કહાડવા આવે છે તે તેલ ઉતરતા પ્રકારનું હોય છે અને સાબુ બનાવવાના કામમાંજ વપરાય છે. સારી જાતનું તેલ ઇજીપ્ત કે અમેરિકાના કપાશિયામાંથી બનાવવામા આવે છે.

યુનાઇટેડ કીંગડમમાથી સુધારેલાં કપાશિયાના તેલના આકડા નીચે આપેલા છે:—

| | નિકાશ. ટન. | રી-એકસપોર્ટ. ટન. |
|---|---|---|
| ૧૯૧૧ | ૨૨,૩૬૯ | ૭૮૭ |
| ૧૯૧૨ | ૧૯,૮૮૨ | ૧.૧૭૪ |
| ૧૯૧૩ | ૨૫,૦૧૩ | ૭૭૩ |
| ૧૯૧૪ | ૨૭,૦૬૨ | ૧,૮૧૧ |
| ૧૯૧૫ | ૨૧,૫૦૫ | ૯,૮૭૫ |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ એંડ ઓટ ફોર્ટ મુંબઇ.

ઉપરના આંકડા ઉપરથી જણાશે કે યુનાઇટેડ કીંગડમના સુધારેલા તેલના આયાત અને નિકાશના આંકડા લગભગ સરખા છે, તે ઉપરથી હું એમ અનુમાન કરૂં છું કે મીલો-માંથી બનાવેલ ખરાબ જાતનું તેલ નિકાશ થતું હશે અને અમેરિકામાંથી સારી જાતની તેલની આયાત પોતાના "મારગેરીન ટ્રેડ" ને માટે થતી હશે.

હિન્દુસ્થાનના કપાશિયામાંથી સારી જાતનું તેલ કહાડવાને ઇંગ્લીશ મીલો અશક્તિ-વાન થઇ તેથી સાધારણ રીતે એમ ધરાયું કે એમાંથી સારૂ તેલ નીકળી શકેજ નહિ. ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆના કેમીસ્ટો ડૉ. લેધર અને ડૉ. હુપરના અખતરાઓએ આ ધારણાને પુષ્ટી આપી. પણ ઇન્ડીઅન કૉટન ઓઇલ કમ્પની લીમીટેડે આ ધારણા ખોટી છે એમ પુરવાર કરી આપ્યું. તેઓનું બનાવેલ આઇ. સી. ઓ. રેલેડ ઓઇલ જે હવે આખા હિંદુસ્થાનમાં આટલું બધું જાણીતું થઇ ગયું છે તે વહન ગંધ વગરનું અને મીઠું છે અને કોઇ પણ રીતનું બદ સ્વાદ નથી. ઇંગ્લીશ મીલો સારી જાતનું તેલ કહાડવાને અશક્તિવાન નીવડી એનું કારણ એમ હોઇ શકે કે હિન્દુ-સ્થાનથી ઇંગ્લંડ જતાં માર્ગમાં કપાશિઆ ગરમ થઇને ત્હેમની જાત બગડી જતી હશે. આ રીતે જાત બગડવાથી તેલની જાત પણ બગડતી હશે. પરિણામે એમ સિદ્ધ થાય છે કે જો હિન્દુસ્થાનમાંના તાજા કપાશિયા લઈને તેલ કહાડવામાં આવે તો અમેરિકા કે ઇજીપ્તના ઉત્તમ તેલ કરતાં કોઇ પણ રીતે ઉતરતું નહિ થાય.

પ્રગતિના માર્ગમાં વિઘ્નો.

લ્હડાઇ ફાટયા પછી થોડા એક માસ પછી કૉમરશિયલ ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટ તરફથી "Vegetable oil, Oil seeds, and Soap" એ નામનો મોનોગ્રાફ બ્હાર પાડવામાં આવ્યો હતો. તેલ કહાડવાની મીલોના ઉદ્યોગની હિન્દુ-સ્થાનમાં પ્રગતિ થાય તેના માર્ગમાં ત્રણ વિઘ્ન છેઃ—

૧. યુરોપના દેશોના (ઇંગ્લંડ સિવાય) બનાવેલ માલના કરતાં કાચા માલની આયાતને ઉત્તેજન આપવા અર્થે "હાઇ પ્રૉટેકટીવ ટૅરીફ"ની રૂઢી

૨. તેલના કરતાં અને ખોળના કરતાં કપાશિયા ઉપર સસ્તું ફ્રેઇટ.

૩. પેકીંગ કરવાની મૂશ્કેલી.

જ્યાં સુધી હિન્દુસ્થાન ફ્રી ટ્રેડને વળગી રહેશે ત્યાં સુધી પહેલી મૂશ્કેલી દૂર થઇ શકે તેમ નથી. આ પ્રશ્ન ઇમ્પીરીયલ જરૂરીયાતનો હોવાથી લ્હડાઇ પૂરી થયા પછીથી થનારી ગોઠ વણોમાં એ પ્રશ્નને જરૂર ધ્યાન આપવામાં આવશે.

ફ્રેઇટ વિશે તો એમ છે કે તેલ અને ખોળના કરતાં કપાશિયા ઉપર ફ્રેટ સસ્તું ફકત દેખાવનુંજ છે. જો જુદાં જુદાં ટનેજનાં કોષ્ટકો લઇએ તો જણાશે કે ફ્રેટનો તફાવત બહુ જુજ છે. દાખલા તરીકે, લડાઇ પહેલાં ખોળને માટે એક ટન દીઠ ૧૭ શીલીંગ ફ્રેટ હતું અને કપાશિયાને માટે ૧૩ શીલીંગ ફ્રેટ હતું. પણ કપાશિયા વ્હાણના એક ટન એટલે ૧૩ હન્ડ્રવેટ એટલે એક ટનના ૨૦ શીલીંગ ફ્રેટ પડી પડી રહે. તેજ પ્રમાણે વ્હાણનો એક ટન એટલે ખોળના ૧૭ હંડ્રવેટ એટલે ત્હેનું ફ્રેટ પણ ૨૦ શીલીંગ—બરાબર કપાશિયાના જેટલુંજ ફ્રેટ પડી રહ્યું. મૂળ મૂશ્કેલી ફ્રેટના સંબંધમાં નથી પણ વ્હાણવાળાઓ ખોળના કરતાં કપાશિયા લઇ જવાનું વધુ પસન્દ કરે છે. જાતી અનુભવ ઉપરથી હું કહી શકું છું કે મ્હને એ જાતની મૂશ્કેલી તેલ સિવાય બીજા કશામાં નડી નથી.

ત્રીજી મૂશ્કેલી—પેકીંગની તો જેમ જેમ અનુભવ મળતો જશે અને બરાબર સાધનો હશે તેમ તેમ અને જેમ જેમ ઉદ્યોગ ખીલતો જાય છે તેમ તેમ પોતાની મેળે દૂર થઇ જશે.

પ્રજાની હાલતમાં વધારો.

છેવટે, હિંદુસ્તાનમાંજ કૉટન સીડ ઓઇલ મીલો, સ્થાપવાને માટે હું દલીલ કરૂં છું તે નીચલાં કારણોને લઇને કરૂં છું:—

૧. દર વર્ષે દેશને રૂપીયા ત્રણ કરોડનો ફાયદો થાય; જે હમણા કપાશિયાનેજ ઢોરોના ખોરાક તરીકે વાપરવાથી ફક્ત નકામાજ ગૂમ થઇ જાય છે.

૨. એથી સારૂં, વાપરવાલાયક તેલ, હમણાં મોઘું ઘી વાપરવું પડે છે ત્હેને બદલે વાપરવા માટે ઘણા મ્હોટા જથ્થામાં મળી શકે.

૩. એથી છાલાંના રૂપમાં ઢોરોને માટે મ્હોટા જથ્થામાં ખોરાક મળી શકે અને એથી કરીને હમણાના ખોરાકના જથ્થામાં બહુ સારો વધારો થાય.

૪ એથી ખોળ ઢોરોને માટે બહુ મ્હોટા જથ્થામાં મળી શકે.

૫. એથી કરીને જૂદા જૂદા ઘણી જાતના પેટા ઉદ્યોગો જેવા કે ઑઇલ રીફાઇનીંગ, સોપ મેકીંગ, ઑલકેલી બનાવવાનુ, ફીડીંગ સ્ટફ્સ અને ફરટીલાઇઝર્સ બનાવવાનું કૃત્રીમ માખણ (મારગુરીન) બનાવવાનું વિગેરે ઊભા થાય.

જે પ્રમાણે અમેરિકામાં થાય છે તે પ્રમાણે અહિં થાય તો દરેક મીલ વર્ષ દિવસે ૬,૦૦૦ ટન કપાશિયાં પીસે એવી ૨૦૦ મીલો ચાલી શકે તેટલો પાક અહિંથી મળી શકે તેમ છે. જે જોઇએ છીએ તે ફક્ત થાપણ અને સાહસ છે અને આપણે આશા રાખીશું કે દેશને જીનીંગ ફેકટરીઝ, પ્રેસો અને કૉટન મીલ્સથી ઉભરાવી નાખવા કરતાં આવી તક જ્યારે મળે છે ત્યારે ગૂમાવાશે નહિં. આપણને હમણાંને માટે તો આવી મીલો (જીનીંગ વિગેરે) ઘણી થઇ ગઇ છે અને તેથી હમણાં તો થાપણવાળાઓના મુદ્રાલેખ "ફેરફાર" (diversion) હોવો જોઇએ.

આપણે ઘણીવાર એમ ફરીયાદ સાંભળીએ છીએ કે દુષ્કાળના વખતમાં જે ખોરાક અને ઢોરોના ખોરાકની તંગી પડે છે તે રૂના વાવેતરના વધતા જતા જથ્થાને લઇને છે. ડીવીઝનલ કમીશનર જેવા મ્હોટા ઓફીસરને પણ એમ જણાયું હતું કે આ પ્રમાણેના રૂના વાવેતર નુકશાનકારક છે અને ૧૯૧૨ ના દુષ્કાળના રીપોર્ટમાં પ્રોવિન્શીયલ ગવર્નમેન્ટને ત્હેણે જણાવ્યું હતું કે અનાજના ભોગે થતાં રૂના વાવેતર ઉપર સખત અંકુશ મૂકાવો જોઇએ. પરન્તુ આ અનાજના ભોગે થતું રૂનું વાવેતર એક જાતની આર્થિક ભરતી છે અને ત્હેને કૃત્રિમ પગલાંથી અટકાવી શકાય તેમ નથી અને તેમ કરવું સલાહભર્યું પણ નથી ખરી રીતે તો એમ છે કે કપાશિયાને પરદેશ મોકલવાને બદલે ત્હેનો વધારે સારો ઉપયોગ કરવો અને સારી રીતે ચાલતી મીલોમા મનુષ્યોને, પ્રાણીઓને અને વનસ્પતિને માટેનો ખોરાક બનાવીને દુકાળના વખતમાં આવી પડતી વિટમ્બણા દૂર કરવી જોઇએ. આ બધું કરવાને જો કોઇ પણ ભોગ આપવો પડે તો તે ફક્ત એટલોજ છે કે ઘણા વખતથી ચાલ્યો આવતો અણગમો દૂર કરવો. એક વખત હિન્દુસ્થાનમાં, કપાશિયામાંથી ઉત્પન્ન થતી વસ્તુઓ પ્રિય થઇ એટલે પછી રૂનું વાવેતર ગમે તેટલું થાય તો પણ હરકત કર્ત્તા થઇ પડવાનું નથી એકજ પાકમાં મનુષ્ય અને ઢોરોનો ખોરાક સાથે સાથે થયા કરશે, અને હમણા જેને લીધે ચિંતા થયા કરે છે તે એક જાતનું સુખ થઇ પડશે. ત્યારે આપણે નિરાશાવાદીની બૂમ "રૂને બદલે અનાજ" સાંભળીશું નહિ.

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૧૭ને રોજ ૧૨ વાગ્યે નામદાર હિન્દી સરકારના વ્હેપાર અને ઉદ્યોગ ખાતાંના સભાસદ ધી ઑનરેબલ સર જ્યૉર્જ બાર્ન્સ સાથે કેટલાક પ્રશ્નો ઉપર વાદવિવાદ ચલાવવા મળી હતી, તે પ્રસંગે કમીટીના સભાસદોમાંથી નીચલા સભાસદો હાજર હતાઃ—

૧. ધી ઑન. મી૦ લલ્લુભાઇ શામળદાસ સી. આઇ. ઇ. (પ્રમુખ.)
૨. સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરશી (ઉપપ્રમુખ.)
૩. ધી ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ.
૪. „ „ „ દીનશાહ એદલજી વાચ્છા.
૫. „ „ મી૦ મનમોહનદાસ રામજી.
૬. „ „ „ ચુનીલાલ વિજભૂખણદાસ મેહતા.
૭. „ „ „ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૮. શેઠ ચતુરભૂજ શિવજી જે. પી
૯. „ મોરારજી વેલજી.
૧૦. „ એમ પી. સાદન.
૧૧. „ જેઠાભાઇ વાલજી.
૧૨. „ પી. જે. બીલીમોરીયા.
૧૩. „ રેવાશંકર જગજીવન.
૧૪. „ મુળજી હરિદાસ.
૧૫. „ દેવીદાસ માધવજી ઠાકરશી.
૧૬. „ લક્ષ્મીચન્દ માણેકચન્દ ખોખાણી.
૧૭. „ મોતીલાલ વલ્લભજી.
૧૮. „ મોતીલાલ કાનજી.

ધી ઑન. મી૦ પી. આર. કેડલ અને શેઠ વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બાર. એટ લૉ પણ હાજર હતા.

પ્રમુખ ધી ઑન. શેઠ લલ્લુભાઇ શામળદાસ સી. આઇ. ઇ એ પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યુંઃ

શુરૂઆતમાં ઑનરેબલ મી૦ લલ્લુભાઇ શામળદાસે કમીટી તરફથી સર બાર્નસને આવકાર દેતાં જણાવ્યું કે આ ઇલાકાના વેપાર ઉદ્યોગોના સવાલ વિષે મારી કમીટીને અંગત મસલહત ચલાવવાની તક આપવા માટે હું તમારો આભાર માનું છું. હથીઆર ખાતાંની બોર્ડે સીમેન્ટ જેવી કેટલીક ઔદ્યોગીક પેદાશો ખરીદી લેવાનો હક પોતાની મરજી ઉપર રાખ્યો છે. એ ખાતું લશ્કર અને જાહેર બાંધકામ ખાતાંની જરૂરયાતો માટેજ નહી પણ રેલવે, મ્યુનીસીપેલીટી, બારાના ટ્રસ્ટ અને શેહેર સુધારા ટ્રસ્ટ તરફથી પણ તેમ કરવા માંગે છે. લાગતી વળગતી કંપનીઓને સરકારી ખાતાંઓ માટે બોર્ડ ઠરાવે તે ભાવે સીમેન્ટ વેચાતો આપવા સામે કશો વાંધો નથી, પણ તે સિવાયના ઉપલાં ખાતાંઓ સાથે પોતાને ફાવે તે ભાવે સોદા કરવાનું છુટાપણું તેમને કાં નહી મળે તે સમજી શકાતું નથી. ખાસ કરીને રેલવે કમ્પનીઓનો નફો ભાગીદાર વચ્ચે જતો હોવાથી તેઓના સંબંધમાં આવી રીતે શા સારૂ કામ લેવાવું જોઇએ? સીમેન્ટ કંપનીઓની વધુ ફરયાદ એ છે કે બોર્ડે નકી કરેલા ભાવ બજારૂ ભાવ કરતાં બહુ ઓછા છે. એટલુંજ નહી પણ તે જો સઘળો માલ ઉપાડી લે તો તેઓ પોતાના આહકોની સગવડ સાચવી શકશે નહી, જેથી તેઓ પરદેશી સીમેન્ટ વાપરવા લાગશે અને એવી રીતે આ દેશમાં પરદેશી માલ વાદોમ હોમવામાં આવશે. પરીણામ એ આવશે કે લડાઇ બંધ થતાં સરકારની ખરીદી બંધ પડશે, તે વેળાએ સીમેન્ટ કંપનીઓને પોતાનો માલ બજારમાં

મેટેલીક શીટોની બીલ્ડીંગનો વ્યાપાર ઘણો છે.

પાછો ચાલુ કરવાનું બહુ ભારે થઇ પડશે. આથી તે કંપનીઓ એવી અરજ કરે છે કે બોર્ડે લશ્કરી અને જાહેર બાંધકામ ખાતાની હાજતો પુરતોજ સીમેન્ટ ખરીદવો અને બાકીનો માલ તેમને બજારમાં જાહેર હરીફાઇથી વેચવા દેવો. તેઓની આ સૂચનાઓ બોર્ડ હજુર મેળવવામા આવી છે અને મારી કમીટી આશા રાખે છે કે સ્થાનીક ઉદ્યોગોના લાભ ખાતર તમો આ સુચનાને ટેકો આપશો. ગઇ વેળાએ મારી કમીટીને તમારી સાથે મેળાપ થયો તે વેળાએ તેણે કાઠીયાવાડના બંદોરોએથી પરદેશી નીમકના જેટલી જગાત ભરીને પણ બ્રીટીશ હદમાં નીમક આયાત કરવાની મુશ્કેલીઓ ઉપર ધ્યાન ખેચ્યું હતું આ બાબતમાં મારી કમીટી તમારા ધ્યાન ઉપર લાવવાનું વાજબી વીચારે છે કે કાઠીયાવાડી નીમકમાથી બ્લીચીંગ પાઉડર, ક્લોરાઇડ ઓફ મેગનેશીઅમ અને એવા બીજાં રસાયણો બનાવી શકાય તે કીંમતી છે અને આશા રાખે છે કે જગાત ભરવા બાદ બીજા કોઇ પણ અટકાવ સિવાય એવી બનાવટી જણસોને બ્રીટીશ હીંદમાં દાખલ કરવામાં આવશે.

મારી કમીટી આ તકે તમોને વધુ અરજ ગુજારવાની રજા લે છે કે વીરમગામ ખાતે લેવાતી કસ્ટમ્સ જગાત કહાડી નાખવાને નાણાં ખાતાંને સમજુતી આપવી, કેમકે એ જગાત કાઠયાવાડના વેપાર ઉદ્યોગ ઉપર બોજા સમાન હોવા ઉપરાંત જાહેર ઉતારૂ પ્રજાને પણ બહુ કંટાળારૂપ થઇ પડે છે.

મારી કમીટી એક બીજી વાત ઉપર તમારૂં ધ્યાન ખેચે છે તે આપણાં નવા ઉદ્યોગમાનો એકને ખીલવવા માટે અગત્યની છે. હીંદી સરકારે પોતાના ગઇ તા૦ ૮ મી જાનેવારીના પત્રમાં જણાવ્યું હતું કે વપારના ઉદ્યોગ માટેનો જોઇતો દેશી દારૂ બનાવી શકાય તેટલા માટે સ્થાનીક બનાવટના ડીનેચર્ડ સ્પીરીટ (Denatured Spirit) ઉપરની તેની કીંમત ઉપર લેવામાં આવતી ૭॥ ટકાની એક્સાઇઝ જગાત કાઢી નાંખવામાં આવશે. આ હક્ક બરોડા ખાતેની એલેમ્બીક કેમીકલ વર્કસ કંપનીને પણ આપવામાં આવ્યો હતો. પણ છેલ્લે મુંબઇ ઇલાકાના જગાત ખાતાંના અને આબકારી કમીશનરે તેમને પોતાના ગઇ તા૦ ૨૨મી જુનના પત્રમાં જણાવ્યું છે કે તેમને ગઇ તા. ૧૯ મી મેના પત્રમાં જે હક્ક બક્ષવામાં આવ્યો હતો તે પાછો ખેંચી લેવામાં આવ્યો છે કારણ કે સરકારે એવું ઠરાવ્યું છે કે દેશી રાજ્યમાંથી તેવો જે દારૂ આયાત કરવામાં આવે ત્યાં તે હક્કની બક્ષેશ નહીં કરવી અને વડોદરા એક તેવું રાજ્ય હોવાથી તે હક પાછો ખેંચી લેવામાં આવે છે. આથી એક નવા શુરૂ થતા ઉદ્યોગને આગળ વધવામાં કેટલી મુશ્કેલી નડે તે સમજી શકાય તેવું છે. જો કે મજકુર કંપનીનું કારખાનું વડોદરાની હદમાં છે છતાં તે બ્રીટીશ હિંદમાં રજીસ્ટર થયું છે. મારી કમીટી આશા રાખે છે કે મજકુર અટકાયત કહાડી નાખવામાં આવશે.

છેલ્લે મારી કમીટી હુંડી ઉપરની અટકાયત દુર કરવાનાં સંબધમાં લક્ષ ખેંચવાનું દુરસ્ત ધારે છે. ચેમ્બરની કમીટી વતી મેં અઠ તર, નાણા ખાતાંના સભાસદ ઉપર મોકલી આ વિષયના સંબંધમાં તા૦ ૧૩ મી એપ્રિલના દીને હુંડી ઉપરનો અટકાવ કહાડી નાખવાની સરકારને અરજ કરી હતી. મારૂં એવું માનવું છે કે હિંદના બીજા ભાગોમાંથી પણ તેવી માગણી કરવામાં આવી છે. હિંદની વેપારી આલમની એકમતી છતાં હિંદી સરકારનો જવાબ સાંભળી હિંદને ઘણી નાસીપાસી ઉત્પન્ન થઇ હતી. મારી કમીટીને આ વાતની ખબર છે કે આ સવાલને નાણાં ખાતાં સાથે અતલગનો સંબંધ છે તેમ છતા તેઓ મજકુર સવાલના એકલા નાણા વીષયક સ્વરૂપને લઇને તમને કંટાળો આપવા માગતા નથી. પણ નાણુ અને વેપાર એકમેકથી છુટા નહીં પડે તેવા હોવાથી આની અસર હીંદના વેપાર ઉપર કેવી થઇ છે તે બતાવવાની મને રજા આપશો.

ગયા ડીસેમ્બર માસથી સરકારે એક્સચેન્જ બેંકોને હુંડીઆમણના ભાવ નક્કી કરવા જણાવ્યું હતું અને પ્રતકીય અગત્યની ચીજો કંઇ તે વિષે સૂચના આપી હતી. યાદીમાં જે જે ચીજોનો સમાવેશ કરવામાં આવ્યો ન હોતો તેને લગતી હુંડીઓ બેંકોએ ઠવરથી સ્વીકારવા માંડી હતી. પહેલાં કેટલાક મહીનાઓ સુધીની નીકાશ કરનારા વેપારીઓએ

ધી બોમ્બે ટાઈલ માર્ટ ૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

એવાં કવર બજારમાં લાવી બેંકોને આપવા માંડયાં; પરંતુ પાછળથી બેંકોએ બીજાં કોઇનાં નહી પણ નીકાશ કરનારનાં પોતાનાંજ કવર માંગવા માંડયાં. એનો અર્થ એવો થાય છે જે પહેડીઓ આયાત તેમજ નિકાશ બેઉ પ્રકારનો ધંધો કરતી હોય તેઓજ માત્ર પ્રજાકીય અગત્યની ચીજોની યાદીમાં નહી દાખલ કરેલી ચીજોનો વેપાર કરી શકે. સરકારે હુંડી લખનારનું પોતાનુંજ કવર હોવું જોઇએ એવો અંકુશ શા સારૂ મુકયો છે તે મારી કમીટી સમજી શકતી નથી અને તેઓ એમ માને છે કે જેમ બને તેમ તાકીદે એ અંકુશ દુર કરવો જોઇએ. કેમકે એ અંકુશથી જે નીકાશવાળાઓ આયાતનો ધંધો કરતા ન હોય તેમને નુકસાન પુગે છે, ત્યારે બીજાઓ લાભ પામે છે. હીંદની કાચી પેદાશ યુરોપ ખાતે નીકાસ કરવા ઉપર સરકારે આ પ્રમાણે અંકુશ મુકયો છે, તે મુખ્ય કહાય હીંદુસ્તાન ખાતે સોનું આયાત થવાની બ્રીટીશ સરકારની કાળજીને આભારી હોય અથવા નોલની કરકસરને હુંડીયામણના હાલના ભાવ ટકાવી રાખવાને માટે હોય, પરંતુ જાપાન તેને જોઇતું રૂ હીંદુસ્તાન ખાતેથી ખરીદ કરે તેના સંબંધમાં આ અંકુશ ઓછો કરવામાં આવ્યો છે અને જાપાનના એ ધંધાથી રૂના બજારમાં મંદી આવતાં કાંઇક અટકી છે. જો કે યુરોપ ખાતે રૂની નીકાશ કરવા ઉપરના અંકુશો જાપાનના સંબંધમાં કાબુ રાખવાનું મેલવવાનું સાધન થઇ પડે છે. કમીટી એ વાત સમજે છે કે બની શકે ત્યાં સુધી સ્ટીમરો સરકારનાં તાકીદનાં કામો માટે ફાજલ પાડી આપવી જોઇએ. પરંતુ મારી કમિટી એમ ધારે છે કે, સરકારને ખાસ દરથી સ્ટીમરો મેળવવાની સત્તા મળેલી હોવાથી પ્રજાકીય અગત્યની ચીજ તરીકે નહી ગણાયલી ચીજોની નીકાશ ઉપર આગ વધારાનો અંકુશ મુકયા વગર સારી રીતે ચલાવી શકાય. હુંડીઆમણની સગવડ ઉપર આ અંકુશ હીંદી વેપારને મોટો ગેરલાભ પુગાડે છે અને તેથી આખરે ખેડુત વર્ગને ગેરલાભ થાય છે.

મારી કમિટી આ વીગતો અને પોતાના વિચારો એવી ઉમેદથી રજુ કરવા ઇચ્છે છે કે આપ તેમને આ સભાને સરકારનો આવા અંકુશો મુકવામાં શો હેતુ છે તે વિષે માહુતી આપો. અમે નથી માનતા કે હીંદી સરકાર હીંદના વેપારને હાની પુગાડે એવું કાંઇ પણ પગલું ભરે. પ્રજાકીય જરૂરીઆતની ચીજ તરીકે નહી ગણાયલી ચીજો હીંદમાં સંગ્રહી રાખવાથી ગ્રેટ બ્રિટન અને તેનાં મીત્ર રાજ્યોને કાંઇ લાભ થઇ શકશે નહી. હીંદને જે સોનું મળવું જોઇએ તે પણ જો તેના નીકાશ વેપારના જોખમે તેની કાચી પેદાશ પરદેશમાં જોઇએ છે તે વખતે પણ નહી આપવામાં આવે એ હીંદને ન્યાય આપવા બરાબર ભાગ્યેજ ગણાય. આવી કઢંગી રાજનીતી હીંદ જેવા મોટા દેશ માટે અખત્યાર કરવાથી તેની નીપજનાં સંબંધમાં ભારે જોખમ ઉભા થાય છે અને મારી કમિટી આ બાબત હીંદી સરકાર પ્રત્યે સંપૂર્ણ માન ધરાવીને પણ પુર જોસ સાથે તમારાં ધ્યાન ઉપર લાવવી એ પોતાની ફરજ સમજે છે

છેવટે સાહેબ તમોએ આ બાબત મારી કમિટી સાથે વાંદવિવાદ ચલાવવાને અત્રે આવવામાં જે મહેનત ઉઠાવી છે તે માટે હું તમારો ફરીથી ઉપકાર માનું છું.

ઓનરેબલ સર જ્યોર્જ બાર્ન્સનું ભાષણ.

તે બાદ ઓનરેબલ સર જ્યોર્જ બાર્નસે ભાષણ કરતાં જણાવ્યું કે, પ્રથમ તમે મને આપેલા આવકાર માટે હું તમારો ઉપકાર માનું છું. આપણું કામકાજ આપણે શરૂ કરીએ તે આગમજ તમારા માજી પ્રમુખ સર દીનશા વાચ્છાને નામદાર શહેનશાહ તરફથી મળેલાં માન માટે જો તમારી રજા હોય તો મુબારકબાદી આપવાની મ્હારી ઇચ્છા છે. એ માન એવું છે કે, ધરખમ પ્રમાણીક સ્વાર્થત્યાગ કરી બજાવવામાં આવેલી જાહેર સેવાથી વાજબી રીતે મેળવી શકાયું છે. તેજ પ્રમાણે એ માનને હું એવું ગણું છું કે જે તમારી ચેમ્બરના સભાસદોને અને સર દીનશાહ જે દરજ્જો અત્યાર આગમજ ધરાવતા હતા તેને મુબારકબાદી આપવા સરખું ધારવામાં આવ્યું છે અને મને લાગે છે કે સર દીનશાહ પણ તે તેવુંજ ગણશે.

---

મેટેલીક શીશી ગમી બીરડીંગનો ઓરડો શોભે છે.

તમારાં ભાષણમાં તમો હુંડી ઉપર અંકુશને લગતા સવાલ અને આ અંકુશોની હુંડયામણના વપાર ઉપર થતી અસર વીશે ઇસારો કરો છો. લડાઇ શરૂ થઇ ત્યારથી વેપાર ઉપર અનીવાર્ય જુદા જુદા અંકુશો મેલવામાં આવ્યા છે ત માટે મને જેટલી દલગીરી લાગે છે તેથી વધુ કોઇને લાગતી ન હશે. કમનસીબે સીધી મનાઈ કરીને અંકુશો મેલવામાં આવ્યા છે. વહાણોની તંગીને લીધે અંકુશો અને છેવટે તમે જણાવેલા હુંડીયામણ ઉપરના અંકુશો મેલાયા છે. આપણ સઘળા જાણીએ છીએ તેમ વહાણોની તંગી હાલમાં છે અને આપણી નિકાશનાં નાણાં પગાર કરવા માટે જોઇતી હુંડીની તંગી છે. પ્રજાકીય અગત્યના માલ માટે વહાણો પ્રથમ ફાજલ પાડવાની અમોને ફરજ પડે છે અને સરકારને પણ ફાજલ નાણાં પ્રજાકીય અગત માટેના સઘળા માલ માટે વાપરવાં પડશે. એક્સચેંજને ટી. ટી. ને માટે ૧'૪૫/૩૨ અને ડીમાન્ડ ડ્રાફ્ટને માટે ૧'૪૩/૧૬ દર રાખવાનો હેતુ એટલોજ કે જે પૈસા મળી શકતા હોય તે સઘળા પ્રજાકીય અગત્યની વસ્તુઓને માટેજ વાપરી શકાય. તમો જે જણાવો છો તે ઉપરથી હું સમજી શકું છું, કે તમારી ચેમ્બરે હુંડીપરનો અટકાવ કહાડી નાખવાનો આગ્રહ કર્યો છે. હું આ બીનાનો એક પળ વાર વીચાર કરવાને જણાવીશ કે જે વર્ગનો માલ વહાણ ઉપર ચહડાવી શકાય તે ઉપર હુંડીયામણનો અટકાવ કહાડી નાખવામાં આવે તો શું પરીણામ આવે. અલબત પરીણામ એ આવે કે જે માલ ઘણો નફાકારક હોય તે ઘણાજ અગતના માલને બાજુએ મેલીને પહેલો વહાણ ઉપર ચહડાવવામાં આવે. સુલેહના વખતમા તે ધોરણે કામ બરાબર ચાલી શકે પણ કમનસીબે આપણ સઘળાને યાદ રાખવાની જરૂર છે કે શેહેનશાહત લડાઈમાં રોકાયલું છે. તમોએ દેખાડ્યું છે કે બેંકોએ હાલમાં જે માલ પ્રજાકીય અગત ધરાવનારી ટીપમા નહીં હોય તે માટે હુંડી નહીં ખરીદવાનો ઠરાવ કર્યો છે, શિવાય કે જે દાખલાઓમા માલની નીકાશ કરનાર પોતાની અગત જામીનગીરી આપે. વધુ જણાવ્યું છે કે, આની અસર એ થાય છે કે, એક પેહેડી જે નીકાશ આયાતનું કામ કરતી હોય તે પ્રજાકીય અગત ધરાવનારા માલની ટીપમાં નહી હોય, એવો માલ નિકાશ કરી શકે. જયારે નીકાશનુ કામ કરનારી પહેડી તેમ કરી શકે નહીં. આ તદન ખરૂં છે અને કબુલ રાખું છું કે આ અનીયમીતપણું ગેરવાજબી છે અને જે બેંકો હાલમાં જે ઠરાવ ઉપર આવી છે તે પાછો ખેંચી લઇને દુર કરવું જોઇએ. મને ભય છે કે આ અનીયમીતપણુ હીંદી પ્રધાનનો હેતુ બજા લાવવાનું પરીણામ છે, કે જે હેતુ એ છે કે, હીંદ માંહેલી બેંકોનાં નાણાં પ્રથમ પ્રજાકીય અગત ધરાવતા માલની ટીપ માહેલા નીકાશના માલ માટે ખરચવાં જોઇએ. આપણે એક દાખલા આપણી સનમુખ લઇ તેની તપાસ લઇએ. જો એક પહેડી જેને આપણે (એ૦) કરીને ઓળખાવીશું કે જે બંને નીકાશ અને આયાતનું કામ બજાવે છે. તે એક બેંકને પ્રજાકીય અગત ધરાવતા માલની ટીપમાં નહીં હોય એવા માલ માટે હુંડી આપે અને તેજ વેળા તાર મારફતની હુંડી પોતાને હીસાબે ખરીદવાની માંગણી કરે તો બેંક (એ૦)નાં નાણાં (એ૦)ની હુંડી ખરીદવામાં વાપરે છે અને જો બેંક એ૦ ની હુંડીઓ નહીં ખરીદે તો બેંક એ૦ની તારની હુંડી મેલવે નહીં, કેમકે એ૦ પોતાનાં નાણાં પોતાની હુંડીમાંજ વાપરે હવે આપણે બીજો દાખલો લઇશુ. જો બી૦ કે જે એક નીકાશ કરનાર પેહેડી છે તે પ્રજાકીય અગત્ય ધરાવનારા માલની ટીપમાં નહીં હોય એવા માલ સામે હુંડી આપે છે અને તેજ વેળા બેંકને તારની અથવા દર્શનની હુંડી એક બાહેરના આયાત કરનારની આપે છે કે આયાત કરનારને આપણે કવર તરીકે સી૦ નામથી ઓળખાવીશું ત્યારે બેંક આ બાહેરના આયાત કરનારના નાણાં બી૦ ની હુંડી ખરીદવાને ઉપયોગમા લે છે. આ બાહેરના આયાત કરનારનાં નાણાં કોઇ પણ રીતે બેંક લે એટલે કે, જો બેંક બી. ની હુંડી ખરીદવાને ના પાડે તો તે બેંક અથવા બીજી કોઇ બેંક બાહેરના આયાત કરનાર સી૦ ના નાણાં મેળવશે અને જે માલ પ્રજાકીય અગત ધરાવનારી ટીપમાં હોય તેની સામે હુંડીઓ

ખરીદ કરશે. હવે હું તમને ખાતરી આપું છું કે, જે અંકુશો મેલવામાં આવ્યા છે તે શેહેનશાહુતના લાભના છે અને આપણે સઘળાના લાભોને નુકસાન કર્યા વગર તે અંકુશો ખસેડી શકાય તેમ હશે તો તે તરતજ ખસેડવામાં આવશે જે એકસચેંજ હાલમાં મળી શકે છે તે જ્યહાં સૂધી બને ત્યહાં સૂધી પ્રજાકિય અગત્યની વસ્તુઓને માટેજ વાપરવાં જોઈએ એ અગત્યનું છે. સેક્રેટરી ઑફ સ્ટેટે જે ભાવ ઠેરવેલા છે તે ભાવના કરતાં વધારે ભાવે હુંડીઆમણ બજારમા વેચાય છે એમ હું જાણું છુ, પરન્તુ હું ત્હમને બધાને વિનતિ કરૂં છું કે ત્હમારે આ જાતના સોદાને મદદ નહિં કરવી અને સેક્રેટરી ઑફ સ્ટેટે જે ભાવ ઠેરવેલા છે તેજ ભાવને વળગી રહેવાને યત્ન કરવા જોઈએ.

### હીંદી માલનો કબજો.

હું સીમલા છોડવાની તૈયારીમાં હતો ત્યારે હીંદી માલ કબજે લેવાની બાબતમાં ચર્ચા ચલાવવાની તમારી ચેમ્બરની ઇચ્છા છે એવો ... મળ્યો હતો. આ બાબત મારાથી ... તાર કરતા તમારા સેક્રે... કે તે સીમેન્ટને ... મારી પાસે ... વીગતોને ... ર રાખ... જથ્થો ... ર-

હું જાણું છું કે સીમલા ખાતે હીંદી દારૂગોળા ખાતાંની બોર્ડનો પ્રમુખ સર થોમસ હોલેન્ડ ચોકસ સીમેન્ટ બનાવનારાઓને મળ્યો હતો અને મને યાદ છે તે મુજબ ટનનો રૂ. ૪૨–૮–૦ ભાવ તેણે ઠરાવ્યો હતો. બજારના કૃત્રિમ ભાવથી આ ઓછો છે, તોપણ સર થોમસ હોલેન્ડ એમ માને છે કે તેથી ત બનાવનારાઓને વાજબી નફો મળે તેમ છે. તેજ પ્રમાણે પોલાદના સંબંધમા નામદાર સરકાર અને મેસર્સ તાતાની વચ્ચે પણ ઠરાર થયો છે હું જાણું છું ત્યા સુધી સરકારી જરૂર સારૂ હીંદી માલ કબજે કરવામાં આવ્યો નથી પણ દરેક વખતે ઠરાર કરી તે કામ થયું છે. પણ બહુ નફો લેવા જતાં સરકાર માલ કબજે કરવાની સત્તા ધરાવે છે એ બીના માલવાળાઓ જાણતા હોવાથી પોતાને પણ લાભ થાય અને સરકારને પણ વાજબી ભાવે માલ મળે એવી ગોઠવણો થાય છે હું ફરીથી યાદ આપીશ કે મારે યાદદાસ્ત ઉપર આધાર રાખવો પડે છે અને જાતી અનુભવ નથી. તોપણ આટલી વાત નકી છે કે બધી વીગતોનો વીચાર ચલાવ્યા પછી બંને બાજુની સંમતીથી વાજબી ભાવો ઠરાવવામાં આવ્યા હતા.

લડાઇ પછી સીમેન્ટની સરકારને વધુ જરૂર પડશે નહીં એમ તમે ધારો છો, પણ મને લાગે છે કે તે ભય નકામો છે લડાઇ પછી તો સરકારને સુલેહને સમયે સીમેન્ટની વધારે જરૂર પડશે અને આ દેશનાં સીમે...નાં કારખાનાંઓ બાહેરની આયાત વગર ... પુરો પાડી શકશે. પંજાબની ... ત્યારે દેશમા બનનો લગભગ ... જાય તેમ છે. પણ આવા મોટા ... પસરના ભાવોની જરૂર છે. ... માલ બનાવવાથી ભાવો ... ફરકેલ નથી. આ દેશમાં ... ટે મોટું ક્ષેત્ર છે અને ... ગે તેના વેપારે પોતાનો ... એ. નુરના ભાવો વધારે હોવાથી બ્રીટીશ સીમેન્ટ સ્ટ્રેટ સેંજશે અને જાત તથા કીમત ... માં આ દેશના સીમેંટનાં કાર... ... વા મળશે?

આનાંઓનેજ બધા સરકારી હોકમો મળશે. હું ધારૂં છું અને તમે પણ મારી સાથે મળતા થશો કે આ દેશના ઉદ્યોગોને ટેકો આપવા માટે બને ત્યાંસુધી સરકારી જરૂરીઆત માટના હોકમો તેને મળવા જોઇએ. લડાઇથી ઘણી નુકસાની થઇ છે તેમ ઘણું શીખવાનું મળ્યું છે. તેણે શીખ્યું છે કે બાહેરથી માલ લાવવાને બદલે આ દેશમાંજ બને તેટલો માલ બનાવવો જોઇએ. હીંદી દારૂગોળા ખાતાંની બોર્ડની એજ રાજનીતિ છે કે આ દેશમાંથી બને તેટલો માલ મેળવવો અને અને તેને ઉત્તેજન આપવા માટે સરકારી હોકમો તેને આપવામાં અમારો હેતુ હીંદને આગળનાં કરતા ભવીષ્યમાં પોતા ઉપર વધારે આધાર રાખતું કરવાનો છે, અને નવા ઉદ્યોગોની ઝડપથી ખીલવણી કરવા માટે સરકારને જોઇતા માલના હોકમો અહીંજ આપવાનો છે.

બ્લીચીંગ પાઉડર.

કાઠીયાવાડમાં થતાં મીઠાંમાંથી કપડાં રંગવાનો "બ્લીચીંગ પાઉડર" અને બીજા રસાયણીક પદાર્થો થોડા વખતમાં બનવાની તમે આપેલી ખબરથી મને આનંદ થયો છે. સાધારણ જકાતનો દર લઇ તે પદાર્થોને બ્રીટીશ હીંદમાં દાખલ થવા દેવામાં આવશે એવો તમો ભરૂસો રાખો છો મીઠાની નીકાશ ઉપર નાંખવામા આવેલી અટકાયતથી આ બાબતમા તમને શંકા રહેતી હશે, પણ મારે જણાવવાનું જોઇએ કે તે અટકાયત સરકારને મીઠામાથી મળતી આવક જાળવી રાખવા માટે નાખવામા આવી છે, પણ હું તમોને ખાતરી આપીશ કે તે નીયમ બ્લીચીંગ પાઉડર કે બીજા રસાયણીક પદાર્થો તરફ લંબાવવા આવશે નહી.

વીરમગામની જકાત.

તમારાં ભાષણમા તમે વીરમગામની જકાતની બાબત હાથ ધરી છે હું હીંદમાં આવ્યા પેહેલાનો આ ઘણા વરસનો ચર્ચાયુક્ત થઇ પડેલો સવાલ છે. તે સવાલમાં નાની મોટી ઘણી મુશ્કેલીઓ સમાયલી છે અને ભુતકાળમા તેને માટે ઢીલ ઉપર ઢીલ થયા કરી છે, છતા હું માનું છું અને આશા રાખુ છુ કે ભુતકાળની ઢીલોનો હવે સેવટનો અંત આવ્યો છે. હું તમને જણાવીશ કે હાલની રૂઢીથી ઘણા લોકોને ભારે અગવડ પડે છે તેથી નામદાર વાઇસરૉયને ઘણું લાગી આવે છે અને તેઓ આ સવાલ તરફ તેથી અંગત ધ્યાન પણ ઘણું આપે છે. મને જણાવતાં ખુશી ઉપજે છે કે આ મુશ્કેલ સવાલ વીષેના સંદેશાઓનો છેડો આવવા લાગ્યો છે અને ઘણાં નજદીકનાં ભવીષ્યમાં બંને બાજુને સંતોષ આપે એવો નાર્ણય થવાની નામદાર હીંદી સરકાર આશા રાખે છે. તમો ખાત્રી રાખજો કે સરકાર આ બાબતમાં ખંતથી પ્રયત્નો કરશે અને તેને જેમની તેમ રહેવા દેશે નહીં.

ડીનેચર્ડ સ્પીરીટ (Denatured siprit).

દેશી રાજ્યોમાં બનતા ડીનેચર્ડ સ્પીરીટ વીષે તમો બોલ્યા છો અને ખાસ કરીને વડોદરાના એલેમ્બીક કેમીકલ વર્કસ વીષે તમે ઇશારો કર્યો છે તમારા કહેવા ઉપરથી સમજાય છે કે મુંબાઇ સરકારે નાખેલી અટકાયત વગર જરૂરની છે. આ બાબતમાં શી હકીકતો છે અને સ્થાનીક સરકારે શા કારણથી તેવું પગલું ભર્યું છે તે હું જાણતો નથી પણ હું તમને વચન આપું છુ કે સ્થાનીક સરકાર સાથે મળીને હું આ બાબતની તપાસ કરીશ

આબકારી ખાતાંની મેહેસુલ માટે જ્યા જરૂર ન હોય ત્યાં કોઇ પણ જાતની અટકાયત કે અડચણ હોવી જોઇએ નહીં એવી આપણી સાથે તેની પણ ઇચ્છા હોવી જોઇયે એવી મારી ખાત્રી છે. તમને અને તમારા ચેમ્બરના સભાસદોને મળવાની તક મળવાથી આજે મને ઘણો આનંદ થયો છે, અને મારૂં કહેવું તમે ધીરજથી સાંભળ્યું છે તેને માટે હું તમારો ઉપકાર માનું છું.

તે પછી સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા બુધવાર તા. ૯ મી મે ૧૯૧૭ ને રોજ સ્હાજના ૨ કલાકે (મું. ટા) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

(૧) સર વિઠ્ઠલદાસ ડી ઠાકરશી. (ઉપ–પ્રમુખ.)
(૨) ઑન શેઠ મનમોહનદાસ રામજી.
(૩) „ „ પુરૂષોત્તમ ઠાકોરદાસ.
(૩) શેઠ જેઠાભાઇ વાલજી.
(૫) „ લક્ષ્મીચંદ માણેકચંદ બોખાણી.

(૬) ,, રતનશી મુળજી.
(૭) ,, ચતુર્ભુજ શિવજી
(૮) ,, દેવીદાસ માધવજી.
(૯) ,, રેવાશંકર જગજીવન.
(૧૦) ,, મોરારજી વેલજી
(૧૧) ,, મોતીલાલ કાનજી.
(૧૨) ,, મોતીલાલ વલ્લભજી.

પ્રમુખની ગેરહાજરીમાં ઉપ-પ્રમુખે પ્રમુખસ્થાન લીધું હતું.

(૧) નાણાં બજારમાં જે ભીડ ચાલે છે તે ઉપર તથા કાઉન્સીલ બીલોનાં વેચાણના ઉપર મુકાએલા અંકુશ બાબત વિચાર કરવામાં આવતાં તે બાબત ઘટતાં પગલાં લેવાને નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ-કમિટી નીમવામા આવી હતીઃ—

(૧) ઑન શેઠ લલ્લુભાઇ શામળદાસ સી. આઇ. ઇ. (પ્રમુખ)
(૨) સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરસી
(૩) ઑન. શેઠ મનમોહનદાસ રામજી.
(૪) ,, ,, પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
(૫) ઑન સર ફીનશાહ એદલજી વાચ્છા.
(૬) સર શાપુરજી બી ભરૂચા.

(૨) સીટી કોર્ટની યોજના ઉપરનો વિચાર મુલતવી રાખવામાં આવ્યો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક સભા શનિવાર તા. ૨જી જુન ૧૯૧૭ ને રોજ સ્હાંજના ૨ કલાકે (મું. ટા) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા —

(૧) ઑન. શેઠ લલ્લુભાઇ શામળદાસ. સી. આઇ. ઈ. (પ્રમુખ)
(૨) ,, ,, મનમોહનદાસ રામજી.
(૩) શેઠ જેઠાભાઇ વાલજી.
(૪) ,, લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી.
(૫) ,, મોતીલાલ વલ્લભજી
(૬) ,, મોરારજી એદલજી વાંરડન.
(૭) ,, ગોપાળજી વાલજી સુંદરજી.
(૮) ,, રેવાશંકર જગજીવન
(૯) ,, એમ. પી. મદન

(૧) આગલી સભાઓના મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી

(૨) સીટી કોર્ટની યોજનાના ઉપર વધુ વિચાર ચલાવવામાં આવતાં એમ જણાયું હતુ કે કમિટીના સભાસદોમાં તે બાબે બે મત હતા. એક મત કે જે તરફ વધુ સભાસદો હતા તે એ હતો કે કાયદા લઢવાના ખર્ચનું પ્રમાણ ઓછું કરવાને માટે મુંબઇમાં મદ્રાસની માફક એક જૂદીજ દીવાની કોર્ટ સ્થપાવી જોઇએ જેને પાંચ હજાર રૂપીઆ સુધીના મુકદ્દમાઓનો નિકાલ કરવાની સત્તા હોવી જોઈએ. બીજો મત એવો હતો કે આવી જાતની કોર્ટની કાંઇ જરૂર નથી પણ સ્મૉલકૉઝ કોર્ટની સત્તા બે હજાર રૂપીઆ ઉપરથી વધારી પાંચ હજાર રૂપીઆ સુધીની કરવી જોઇએ

કમિટીએ એવો ઠરાવ પસાર કર્યો હતો કે આ બન્ને મત ના. સરકાર ઉપર મોકલી આપવા તથા બીજી કેટલીએક સૂચનાઓ જે બાબે કમિટી એકમત હતી તે પણ તેઓ ઉપર મોકલી આપવી.

(૩) ના સરકારે કમિટીને એક પત્ર લખી જણાવ્યુ હતું કે હાલની ચાલતી ચલણી નોટોના કદ તથા ડીઝાઇન વિગેરેમાં ફેરફાર કરવાની તેઓને ઇચ્છા છે અને આ નવી ડીઝાઇનના નમૂનાઓ કમિટીને જોવા માટે તેઓએ મોકલાવ્યા હતા આ બાબતનો વિચાર બીજી સભા ઉપર મુલતવી રાખવામાં આવ્યો હતો.

૪ જુનાં ન્યુસપેપરોની આયાત ઉપર જે પ્રતિબંધ નાખ્યો હતો તે બાબત કમિટીએ તેઓના ઉપર જે તાર મોકલ્યો હતો એનો ના સરકાર તરફથી જવાબ આવ્યો હતો કે હાલમાં તે બાબે કાંઇ પણ ફેરફાર થઇ શકે એમ નથી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

(૫) પ્રાયોરિટી કમિટીની બાબતમાં કમિટીએ જે છેલ્લું લખાણ કર્યું હતું તે સંબંધે ના. સરકારનો જવાબ આવ્યો હતો કે આ ચેમ્બરને તે કમિટી માટે એક પ્રતિનિધીનું નામ સૂચવવાનો હક આપવામા આવ્યો છે તથા તે પ્રમાણે ચેમ્બરના એક પ્રતિનિધીનું નામ સૂચવવાનું કમિટીને જણાવવામા આવ્યું હતું. આ બાબતમાં ના સરકારનો આભાર માનવામાં આવ્યો હતો અને ચેમ્બરના પ્રતિનિધી તરીકે ઑન. શેઠ મનમોહનદાસ રામજીનું નામ સૂચવાયું હતું.

(૬) કરાંચી ચેમ્બર ઑફ કૉમર્સ તરફથી વૉર લોન તથા પ્રિમિઅમ બૉન્ડસ બાબત પત્ર આવ્યો હતો, જેની નોંધ લેવામા આવી હતી.

---

## સીવીલ સરજ્યન

તથા એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા મોટા ડાક્ટરો, રાજા મહારાજાઓ, નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેરાન્સ જાતે, પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલીયન ઓફીસર અને દેશી તથા યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમા બાદશાહી યાકુતી નામની વિશ્વવિખ્યાત દવા દિવસે દિવસે બહુ વપરાય છે એજ તેની વધતી જતી ફતેહમંદી અને ઉપયોગીતાની નીશાની છે ગવર્નમેન્ટ લેબોરેટરીમા આ રાજવાડી દવા એનાલાઇઝ થયેલ છે અને તે બાબતનુ સરટીફીકેટ પણ મળેલ છે

# બાદશાહી યાકુતી

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે પુરૂષાતન કાયમ રાખે છે સંસાર સુખ ભોગવવા માટે દેશી અને યુનાની દવામા ઉંચામા ઉંચી દવા જોઇએ તો આ બાદશાહી યાકુતી અનંગ વિલાસ છે આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે રાજા રજવાડામા તથા શ્રીમંત લોકોમા આ દવા બહુ વખણાય છે ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે—આ દવા અતિ ઉત્તમ દેશી દવાઓમાથી બનાવવામા આવે છે આ દવા ચાલુ હોય ત્યારે તમામ ખોરાક ખાવાની તથા બધી તરેહની છુટ છે ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ

# બાદશાહી યુનાની લેપ.

અમીર ઉમરાઓમા વખણાણી ઉમદા દવાઓમાથી આ લેપ બનાવેલ છે અને તે નસોને પુરતી તાકાત આપે છે નબળી પડી ગયેલ નસોને પુરતુ જોર આપી પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે આઠ સ એકની ડબીના રૂપીયા આઠ

ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

---

# ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.

## મુબઇ અને વડોદરા.

આયુર્વેદના ભાવ પ્રકાશ નામના ગ્રંથના આધારે તૈયાર કરેલી દવાઓ—

**વેજીટેબલ ટોનીક સીરપ**—(દેશી ઔષધિઓમાથી શાસ્ત્રીય રીતી અનુસાર બનાવેલી શકિતની દવા આ દવા જઠરાગ્નિ સુધારી પાચનશક્તિ વધારે છે અને શરીરને અખુટ કૌવત આપે છે (એ ખાસ ધ્યાનમાં) રાખવુ કે વેજીટેબલ ટોનીક સીરપથી શરીરમા આવતી શકિત ઉત્તેજક અને ઉન્માદક દવાઓથી ટુંક સમય માટે જણાતી કૃત્રીમ શકિત જેવી નથી પણ કાયમની કુદરતી શકિત છે )

(૨) લીવરને પોતાનુ કામ બજાવવાને નિયમીત બનાવી શરીરને નિરોગી બનાવે છે

(૩) અજીર્ણની વ્યાધીનો નાશ કરે છે, અને અન્ન માર્ગને તાકાત આપે છે

નોટ—ગર્ભવતી તેમજ સુવાવડી સ્ત્રીઓને પણ આ દવા આપી શકાય છે, તેથી સુવારોગ લાગુ થઇ શકતો નથી, અગર લાગુ થયો હોય તો મટી જાય છે કિંમત દર બાટલીના રૂા ૧—૨—૦

**ગ્લીસેરો ફોસ્ફેટ કમ્પાઉન્ડ સીરપ**—(જ્ઞાનતન્તુને શકિત આપનારી અમુલ્ય દવા) માણસના જ્ઞાનતન્તુઓમા અને મગજમા મુખ્ય પદાર્થ તરીકે ગ્લીસેરો ફોસ્ફેટના તત્વો રહેલા હોય છે અને જ્યારે તેનુ પ્રમાણ ઘટી જાય છે, ત્યારે સાધારણ આરોગ્યતા અને શકિત જતી રહે છે અને અશક્તિને લઈ જુદા જુદા સપ્ત્યાગ ઘ દરદો ઉત્પન થાય છે તેથી શરીરને કુદરતી રીતે માફક આવે તેવા તત્ત્વોમાથી બનાવેલી આ નિર્દોષ દવાનો ઉપયોગ કરવાથી પડેલી ખોટ પુરી પડે છે, ને શક્તિ આપનારા તત્વોની વૃદ્ધિ થાય છે જેઓને મગજનો કે અંગ ગજનો ઘસારો વિશેષ થતાનો હોય તેમણે અચુક આ દવા વાપરવી કીંમત દર બાટલીના રૂા ૧—૬—૦ (મોટી સાઇઝ)
૦–૧૪—૦ (નાની સાઇઝ)

બીજી બનાવટો માટે કેટલોગ મંગાવો.

મળવાનું ઠેકાણુ—ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.

પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.

# રૅાયલ ટૉનીક પીલ્સ.

## તાકાત આપનારી શુદ્ધ વનસ્પતીની ગોળીઓ.

આ ગોળીઓ દરેક પ્રકારની નબળાઇ દુર કરી પુરૂષાતન આપે છે. સ્વપ્નામાં કે પીશાબમાં જતી ધાતુ બંધ કરી વીર્યવીકારના ગુપ્ત દરદો મટાડી પાચનશકિત વધારી તાકાત આપે છે. કેળવણી લેતા વીદ્યાર્થીઓનાં મગજને પુષ્ટી આપી તેમની ઓછી થએલી યાદદાસ્ત શકતીને પુરજોશમાં ખિલતી રાખે છે.

કેશર, કસ્તુરી, અંબર વીગેરે દેશી વનસ્પતીની બનેલી "રોયલ ટૉનીક પીલ્સ" લોહી વધારી અવયવોને તાકાત આપે છે. ભુખ વધારી શરીરનું પોષણ કરે છે એટલુંજ નહી પણ ફકત ત્રણ દીવસમાં પોતાની અદભુત શકિત આબેહુબ બતાવે છે. સ્ત્રીઓના અનિયમીત રૂતુશ્રાવને અટકાવી ગર્ભસ્થાનને સુધારી તંદુરસ્તી બક્ષે છે.

રજીસ્ટર નંબર ૧૮૦ તપાસી લેજો. નકલી માલથી ખુબ સાવચેત રહેજો.

**કીંમત ૩૦ ગોળીની રૂ ૧-૪-૦**

**ગોવીંદજી દામોદરની કું૦**
જથાબંધ તથા છુટક દવાઓ વેચનારા,
નં. ૩ સુતાર ચાલ, માર્કેટ, મુંબઇ નં. ૨

૧૧-૬

---

**અતિ સસ્તું સાહિત્ય! અપૂર્વ વાંચન!**
**વાર્ષિક રૂા બેમાં ૧૫૦૦ પૃષ્ટ**
બોધપ્રદ ઐતિહાસિક સામાજીક નવલકથાઓના વાચનથી
મનુષ્ય ધર્મ અર્થ કામ મોક્ષ, પ્રાપ્ત કરે છે!
આજેજ ગ્રાહક થાઓ

## સસ્તી—વાર્તામાળા.

ચિકણા કાગળ, સ્વચ્છ છાપ, જાડા મજબૂત સુંદર પૂઠાં, ચાલુ વર્ષમાં નીચલી નવલ કથાઓ—

૧ લુ શાંતિ નિકેતન અથવા સુખ પ્રાપ્તિનો મહામંત્ર, સામાજીક, ધાર્મિક પૃષ્ઠ ૩૭૨. ૨ જુ રાજ છત્રમાલ ઐતિહાસિક ઉત્તમ નવલકથા ૩ જુ યુરોપનો રણરંગયુદ્ધને લગતી અસરકારક વાર્તાઓ ૪થુ સુધરેલી મીરાં અથવા સુધારાને નામે કુધારો' ચાલુ જમાનાના સુધારકોની અદ્ભુત લીલા' અવશ્ય વાંચો ૫ મુ તપાની લગ્ન—જપાનની હિંમતી સ્ત્રી, શિટકીઓના અદ્ભૂત પરાક્રમ બુદ્ધિ ચાતુર્યનો ભંડાર, સર્વ પુસ્તકો બહુ ઉત્તમ છે દરેક સજ્જને ગ્રાહક થવા ચુકવુ નહિ.

વાર્ષિક મૂલ્ય—કાચા જાડા મજબુત પૂઠાના રૂા. બે પાકા સુંદર પૂઠાના રૂા ૩ આફ્રિકા માટે કાચા પૂઠાના રૂા ૨-૧૦-૦ પાકા પૂઠાના રૂા ૪-૦-૦

સર્વત્ર એજન્ટો જોઇએ છીએ પત્ર વ્યવહાર—

**ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.**
મેનેજર—સસ્તી વાર્તામાળા-અમદાવાદ

---

# હિંગોરાઈન

અથવા

## સીરપ ઓફ કમ્પાઉન્ડ ગ્લીસરોફોસ્ફેટ્સ.

મગજ, જ્ઞાનતંતુ અને શારીરીક નબળાઇ, પગની અથવા આંખની બળતરા તેમજ બીજા કોઇ પ્રકારની કમ તાકાતની દરદો—તથા યાદશક્તિ ઓછી થવાથી તથા મોડી પીસાબ, ઘડપણની નબળાઈ, જડમુળથી દુર કરવામાં હીંગોરાઇન પંકાએલ કીંમતી દવા છે તેમજ માણસો તુરત મજબુત બને છે અને વજનમાં પણ વધે છે

૧ બાટલીની કીંમત રૂ ૧) ૮ ખ. ૫ આના.

**ધી હારમોનીજર વર્કસ**
મેન્યુફેકચરીંગ કેમીસ્ટસ.
મુંબઇ નં. ૭

એ સિવાય બીજા ઓષધો—જેવા કે ફીવરરપેસીફીક અથવા તાવ વગેરે અસલ કોલન વોટર લવેન્ડર, દુધ પાઉડર બુટપાલીસ વગેરે બીજા પદાર્થ કમતા કારખાનામાં તૈયાર થાય છે મફતી સાથ કેટલોગ મંગાવો

— —

(૭) ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના બોર્ડમાં આ ચેમ્બર તરફથી એક પ્રતિનિધી હોવો જોઇએ, એ બાબતનું એક બીલ મુંબાઇ કાઉન્સીલમા લાવવા માટે મી. હાલાઇ તરફથી જે સૂચના કરવામાં આવી હતી તે સૂચના ઉપાડી લેવાની, કાઉન્સીલમાં બીરાજતા ચેમ્બરના પ્રતિનિધી ઑન. શેઠ મનમોહનદાસ રામજીને વિનંતિ કરવામાં આવી હતી.

(૮) એકસચેન્જ બાબત મોકલેલા તારનો જવાબ ના. હીંદી સરકારના ખજાનચી તરફથી આવ્યો હતો જેમાં એમ જણાવવામાં આવ્યું હતુ કે હાલ તુરત એ બાબતમાં કાંઇ બની શકે એમ નથી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

(૯) આફ્રીકાના ઇન્ડીયન નેશનલ એસોસીએશને આ ચેમ્બરના સભાસદ થવાની અરજી કરી હતી. તેના સંબંધમા બેલટ બૉક્સ ખુલ્લી રાખવાના દીવસો તા. ૨૨ મી જુન ૧૯૧૭થી ૨૯મી જુન ૧૯૧૭ સુધીના રાખવામાં આવ્યા હતા, અને સ્કુટીનીઅર તરીકે શેઠ એમ. પી. માદનની નીમણુક કરવામાં આવી હતી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા ગુરૂવાર તા. ૧૪ મી જુન ૧૯૧૭ ને દીવસે સાંજના ૭ કલાકે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

(૧) સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરસી (ઉપ પ્રમુખ)
(૨) ઑન. શેઠ મનમોહનદાસ રામજી.
(૩) ,, ,, પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
(૪) શેઠ જેઠાભાઇ વાલજી
(૫) ,, એસ. બી. બીલીમોરીઆ.
(૬) ,, એસ. ઇ વૉરડન.
(૭) ,, નારણજી હરીભાઇ.
(૮) ,, મોતીલાલ કાનજી.
(૯) ,, મોરારજી વેલજી.
(૧૦) ,, ગોપાળજી વાલજી સુંદરજી.
(૧૧) ,, ચતુર્ભુજ શિવજી

આ ઉપરાંત નીચેના કેટલાક રૂના વ્હેપારીઓ પણ હાજર હતાઃ—

(૧) શેઠ લક્ષ્મીદાસ નેગીદાસ.
(૨) ,, મામરાજ રામભગત.
(૩) ,, લક્ષ્મીદાસ હરીદાસ.

(૧) પ્રમુખની ગેરહાજરીમા સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરશીએ પ્રમુખપદ લીધું હતું.

(૨) પ્રમુખે આ સભા ભરવાનો હેતુ સમજાવતાં જણાવ્યું હતું કે લાંબા તારનો કપાસ ફાયદાથી વેચવા માટે શા ઉપાયો કરવા જોઇએ એ સવાલ મુખ્ય છે. નામદાર નિઝામ સરકારના ખેતીવાડી ખાતાના ડીરેકટર મી. કેની, જેમની મુલાકાત માટે આ સભા બોલાવવામાં આવી હતી, તેઓએ પોતાના તાબાના પ્રદેશોમાં ટુંકા તારના કપાસને બદલે લાંબા તારનો ચોકખો ગોરાણી કપાસ ઉગાડવા માટે શાશા પ્રયાસો કર્યા હતા તે વિસ્તારથી જણાવ્યુ હતું. એઓએ કહ્યુ કે આ પ્રયત્નોમાં ગયે વરસે કેટલેક દરજ્જે એમને નિષ્ફળતા મળી હતી. ખાસ કરીને જાલના જીલ્લામાં આ નિષ્ફળતા વધુ પ્રમાણમાં હતી, કારણ કે ત્યાંના મારવાડી વ્હેપારીઓએ અમની સ્હામા પડી હલકી જાતના કપાસનો ભાવ ચઢાવી દીધો હતો. મુંબઈથી જે કેટલાક કપાસ ખરીદવા માટે એજંટો મોકલવામા આવ્યા હતા તેમાંના કેટલાકને પણ આ મારવાડી વ્હેપારીઓ પોતાના પક્ષમાં લઇ શકયા હતા અને જે હેતુથી એઓને મુંબાઇથી મોકલવામાં આવ્યા હતા તે હેતુ એ એજંટોએ પાર પાડયો ન હતો. એઓએ વધુમા જણાવ્યું કે જો મુંબાઇના મીલમાલીકો પૂરતી સહાય આપે તો આવત વર્ષે લગભગ ૭૫,૦૦૦ એકર જેટલી જમીનમાં ગોરાણી કપાસ ઉગાડી શકવાની તેઓ આશા રાખે છે.

(૩) ત્યાર બાદ ઑન. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે જણાવ્યું કે જ્યાં સુધી લાંબા તારનો કપાસ, ભેળવવાના કામ માટે પૂરતા જથ્થામાં નજદીકમાંથીજ મળી શકે ત્યાં સુધી પ્રજાને ટુંકા તારના કપાસના વાવેતરમાંજ ફાયદો રહેશે.

મી. કેનીએ આના જવાબમાં જણાવ્યું કે એમના રાજ્યમાં ટુંકા તારના કપાસને લાંબા તારના કપાસનાં જીનોવાળા ભાગમાં ન જવા દેવા માટે ખાસ ચોકમાઇ કરવામાં આવે છે. એઓએ બીઆં કેવી રીતે વ્હેંચવામા આવે છે તે વિષે વિગતથી સ્હમજાવ્યું હતું અને વિનંતી કરી હતી કે તારની ચોખવટની ખાતરી માટે કપાસ ખરીદવો.

સર વિઠ્ઠલદાસ ડી ઠાકરશીએ મી. કેનીનો કમિટીની મુલાકાત માટે ખાસ મુંબાઇ આવવા લીધેલી તસ્દી માટે આભાર માન્યો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ મુંબઇ.

(ख) કોઈ પણ પરદેશી પુરૂષ, સંસ્થા કે એસોસીએશનને કેળવણીના, સુધારાના કે ધાર્મિક કામને માટે લાઇસન્સ વિના કામ કરવા દેવાં નહિં.

(ग) લાઇસન્સોને નીચલા કાયદા લાગુ પાડવા જોઈએ:—

(૧) પ્રતિ વર્ષે નવા આપવા.

(૨) કોઈ પણ લોકલ ગવર્નમેન્ટ કાંઈ પણ કારણ આપ્યા વિના તે રદ કરી શકે.

(૩) ગવર્નમેન્ટ જે પ્રમાણે ઠેરવે તે પ્રમાણે નફા કે વ્હેપાર ઉપર અમૂક જાતનો ઇન્કમ ટેકસ કે કોઈ બીજો ટેકસ ઠેરવવો

(ड) પરદેશીઓને બરાબર પારસ્પરિક પાયા ઉપરજ નીચે જણાવેલ વ્હેપાર સમ્બન્ધે લાઇસન્સ આપવા —

(૧) ખાણો માટેના હક્ક લેવા કે વધારવા

(૨) એસ્ટેટ ખરીદવી કે રાખવી

(૩) બેંકો ચલાવવી.

(૪) વિમાનું કામ કરવું

(૫) પ્રજાના કામના કાર્યોના વહીવટ ઉપર જેવાં કે ટ્રામ ગાડી, ઇલેકટ્રીક સપ્લાઇ કમ્પની, હાઇડ્રો ઇલેકટ્રીક કનસેશનો વિગેરેના સમ્બન્ધી

(૬) મીલો બાંધાવવી અને ચલાવવી

હમે એમ ધારીએ છીએ કે પરદેશીઓને આ પ્રમાણેના વ્હેપાર કરવા દેવાની રજા સરકારે લાઇસન્સ આપીનેજ આપવી અને તે સિવાય બીજા કાંઈક અંકુશો સરકાર વારંવાર યોગ્ય ધારે તે અંકુશો નીચેજ રજા આપવી. ખાણોનો ઉદ્યોગ કે એજ જાતના એવા બીજા મુખ્ય ઉદ્યોગો પરદેશીઓના હાથમાં સરકારે જવા નહિ દેવા. લડાઇ પૂરી થયા પછી અમૂક વર્ષો સુધી સરકારે શત્રુરાજ્યોના માણસોને ઉપર વર્ણવેલા વ્હેપારો ચલાવવા લાઇસન્સ આપવા નહિં.

લાઇસન્સ આપતી વખતે નીચલી બાબતો ધ્યાનમાં લેવી.—

( अ ) અરજી કરનારના દેશમાં બ્રિટિશ રૈયત સાથે તેવાજ સંજોગોમાં ચલાવાનું વર્તન.

( ब ) હિન્દુસ્થાનના સામાન્ય લાભ.

આ બાબતમાં સરકારના ઠરાવો એવા હોવા જોઇએ કે જેથી કરીને કોઇ પણ જાતનો વ્હેપાર યા હુન્નર પરદેશીના હાથમાં જાય નહિ.

---

### વતનીપણું અર્પવાના કાયદાઓ.

હમારા મત પ્રમાણે ભૂતકાળમાં વતનીપણું અર્પવાના કાયદાઓ હતા ત્હેને બદલે વધુ સખ્ત થવા જોઈએ અને નીચે સુચવેલાં પગલાં લેવાં ઘટીત છે:—

બ્રિટિશ રૈયત તરીકે વતનીપણું લેવાની અરજીઓ નીચલી બીના ધ્યાનમાં રાખીનેજ સ્વીકારવી:-

( अ ) અરજી કરનારે પોતાના દેશમાથી વતનીપણુ અરજી કર્યા પહેલાં ત્યજી દીધેલુ હોવું જોઇએ.

( ब ) અમૂક વર્ષો સૂધી બ્રિટિશ મૂલ્કમાં ત્હેણે વસવાટ કર્યો હોવો જોઇએ.

( क ) બ્રિટિશ શેહેનશાહતના લાભો પોતાને ગ્રાહ્ય છે એમ સાબીત કર્યું હોવું જોઇએ.

( ड ) વિગ્રહ સમયે કોઈ પણ માણસને, ગમે તેવા દરજ્જાવાળાને પણ વતનીપણું બક્ષવું નહિં અને નામ પણ ફેરવવા દેવું નહિં.

નોટ—બ્રિટિશથી જન્મેલી વિધવાઓના કેસને ( अ ), ( ब ), ( क ), અને ( ड ) માં અપવાદ રૂપે ગણાવી.

---

બેટેલીક શીલીંગથી બીદીંગનો ઓરડો રોશે છે.

(ઢ) ૧૮૯૪ ની સાલ પછી વતનીપણું જે લોકોએ લીધું હોય તે લોકોના વતનીપણાં પાછાં લઇ લેવાં અને (અ), (વ), અને (ક) માં સુચવેલી બિનાઓ શામેલ કરવાનું હોય ત્હેમને ફરીથી અરજી કરવાની છુટ આપવી.

(અપુર્ણ).

---

## અમેરિકામાં વ્હાણનુ બાંધકામ.

જર્મન સબમેરીનોથી અમેરિકાને એક રીતે લાભ થયેલો છે. વ્હાણોના ઉદ્યોગમાં શો લાભ સમાયેલો છે તે વિષે અમેરિકાના થાપણવાળાઓને ત્હેમણે જ ભાન કરાવ્યું નવી નવી કમ્પનીઓ આગળ ઉપર કોઇ વખત ન થઇ હતી તેવી ઝડપથી નીકળતી જાય છે. સબમેરીનોથી નાશ પામતા વ્હાણોથી અને હજી લ્હડાઇ અલ્પ કાળમાં બન્ધ નહિં થઇ જાય એવી વસ્તુસ્થિતિથી વ્હાણ બાંધવાની કંપનીઓમાં નાણા રોકવાની પડાપડી થાય છે.

લડાઇ શરૂ થયા પછી "જર્નલ ઑફ કૉમર્સ"ની ગણત્રી મૂજબ આશરે ૧૮૪,૬૪૨,૦૦૦ ડૅાલર શીપીંગ કંપનીઓમા રોકવામાં આવ્યા છે. આમાના એક ત્રતિયાંશ જેટલી રકમ તો અમેરિકાએ પોતાનો સંબધ જર્મનીથી તોડી નાખ્યો ત્યાર પછી રોકાઇ છે ફેબ્રુઆરી, માચ અને એપ્રિલ માસમા નવી વ્હાણની કમ્પનીઓમાં આશરે ૩૩,૦૦૦,૦૦૦ ડૅાલર કરતાં પણ વધારે પૈસા ભરાયા છે.

ટનેજને માટે અટકલ કહ્યુ નહિં કરે એટલી કિંમત થઇ ગઇ છે અને હજી વધતી જાય છે. એક મુસાફરીમાંજ વ્હાણોની કિમત ઉપજી રહે છે. અગાઉના શીપયાર્ડઝ છેલ્લા બે વર્ષ થયાં પોતાની શકિત છે એટલી શકિતથી કામ કર્યા જાય છે. ૧૯૧૪ ના છેલ્લાં પાંચ માસમાં ૧,૮૪૪,૦૦૦ ડૅાલર શિપિંગ કંપનીઓમાં ભરાયા. ૧૯૧૫ માં ૩૭,૬૬૨,૦૦૦ ડૅાલર ભરાયા. ૧૯૧૬ માં ૬૯,૪૬૬,૦૦૦ ડૅાલર ભરાયા અને ૧૯૧૭ ના ચાર મહિનામાં આગલાં આખાં વર્ષોમાં પણ નહિં ભરાયેલા તેટલા ૭૫,૬૭૦,૦૦૦ ડૅાલર ભરાઇ ચૂકયા છે.

જેમ જેમ સબમરીનોનો ત્રાસ વધુ કે ઓછો થતો ગયો તેમ તેમ વ્હાણો બાંધવાના કામમા પણ થતું ગયું. ગયા વર્ષના ડીસેમ્બરમાં અને આ વર્ષના, જાન્યુઆરીમાં બહુ ઓછી રકમ વ્હાણોની કમ્પનીમાં ભરાઇ હતી પણ સબમરીનોએ પોતાનું કામ ફેબ્રુઆરીમાં શરૂ કર્યું એટલે તેજ માસમાં ૩૦,૫૨૫,૦૦૦ ડૅાલર ભરાયા. માર્ચમાં જો કે જરમની સાથેનો સંબધ તૂટયો હતો પણ કૅાંગ્રેસ મૂલતવી રહી હતી અને જર્મની સાથે લ્હડાઇ જાહેર કરવામા નહોતી આવી એટલે તે માસમા ફકત ૧,૩૦,૦૦,૦૦૦ ડૅાલર ભરાયા. એપ્રિલમાં લ્હડાઇ જાહેર કરવામાં આવી એટલે પાછુ તે દિશામા લોકોનું ધ્યાન દોડયું અને તે માસમાં ૨,૯૪,૪૫,૦૦૦ ડૅાલર ભરાઇ ગયા

આ ઉપરથી એમ જણાય છે કે આખરે થાપણવાળાઓને વ્હાણ બાંધવાના ઉદ્યોગનું મહત્વ સ્હમજવા લાગ્યું છે ત્યહાંની સરકારે પોતે પણ ૫,૦૦,૦૦,૦૦૦ ડૅાલરની થાપણ સાથે એક કમ્પનીને લાકડાના વ્હાણ બાંધવાને માટે ચાર્ટર કરી છે. આ પણ સાથે ગણીએ તો ૧૯૧૭ મા નવી કમ્પનીઓની થાપણ ૧૨,૫૦,૦૦,૦૦૦ ડૅાલરની થવા જાય છે.

---

ડીપાર્ટમેન્ટ ઑફ સ્ટેટીસટીકસ તરફથી હમને હિન્દી સરકારની ઑફીસ તરફથી થયેલા નવા કૅાન્ટ્રેકટરનું લીસ્ટ મળેલું છે. આ કૅાન્ટ્રેકટો એપ્રિલ, ૧૯૧૭ માં કરવામાં આવ્યા છે.

બોલ્ટ=બ્રાઉટન કૅાપર કમ્પની. માનચેસ્ટર

કેમ્બ્રોક=સ્ટોકવેલ એન્ડ કમ્પની. ચૅથમ સ્ટ્રીટ ,,

પીપ=એ વૉકર, ૪૭, માર્શગેટ લેન. સ્ટ્રેટફર્ડ ઇ.

પીપ (ટ્રીમ્ડ)=જે. બેકહામ એન્ડ સન્સ. થ્રી કોલ્ટસ લેન, બેથનલ ગ્રીન ઇ.

પીપ (ગ્લુફોઝ)=ટી. ડબલ્યુ. ટાઇરી, હાર્લી સ્ટ્રીટ બ્રોમલી રોડ, ડબલ્યુ રાયન એન્ડ કમ્પની, ઇમ્પીરીઅલ સ્ટ્રીટ થ્રી મીલ્સ લેન. બ્રોમલી-બાઈ-બાઉ.

કાપડ=વીન્ટરબૉટમ બુક કલૉથ કમ્પની. ન્યુટન સ્ટ્રીટ, માનચેસ્ટર.

એલીમેન્ટસ=જનરલ ઇલેકટ્રીક કમ્પની, ૬૭, કવીન વિકટોરીયા સ્ટ્રીટ, ઇ. સી.

એકસચેંજ=ઑટોમેટીક ટેલીફોન મેન્યુફેકચરીંગ કમ્પની, બ્રેનાકસ હાઉસ, નૉરફૉક સ્ટ્રીટ, સ્ટ્રાન્ડ.

હેશીયન=જે. બ્લૅકવૅલ એન્ડ સન્સ, વૉકસ હૉલ સ્ટ્રીટ, માનચેસ્ટર.

તેલ (સાંચાકામનુ)=જે. એલ. વેડ એન્ડ કમ્પની, ૬૨, નાઇટ એલ્મ્સ લેઇન, એસ. ડબલ્યુ.

ઓવરકોટ ઇત્યાદિ=ટી. હૅમન્ડ લીમીટેડ, ૧૧૮, યોર્ક રોડ. લેમ્બેથ. એસ.-ઇ.

તાળાં=ચબ એન્ડ સન્સ, લોક કમ્પની, ૧૨૮, કવીન વિકટોરીઆ સ્ટ્રીટ, ઇ. સી.

કાગળ=એલમ્સ ડુપ્લીકેટર કમ્પની. ૧૨, કીંગ સ્ટ્રીટ, ચીપ સાઇડ, ઇ. સી.

કાગળો (કોરૂગેટેડ)=થૉમ્સન એન્ડ નૉરીસ મેન્યુફેકચરીંગ કમ્પની, વૉર્પલ વે, અકસબ્રીજ રોડ, ડબલ્યુ. સ્ટીવન્સ એન્ડ સન્સ, સમર્સ ટાઉન, લોઅર ટુટીંગ, એસ ડબલ્યુ.

સળીઆ=મેકેની બ્રધર્સ, રૅાટર્ન પાર્ક સ્ટ્રીટ, બરમીંગહામ.

ટીન સીલીન્ડર્સ=ઇ. એસ. સ્નેલ લીમીટેડ ૪૧, ગ્રેટ પ્રેસકૉટ સ્ટ્રીટ, ગુડમૅન્સ ફીલ્ડઝ, ઇ

ટીનલાઇનીંગ=એકસેલ કમ્પની, કારપેન્ટર્સ રોડ, સ્ટ્રૅટફર્ડ. ઇ.

દોરડાં=જે. એન્ડ ઇ. રાઇટ, ગેરીસન સ્ટ્રીટ, બરમિંગહામ. વેઇટસ, સન્સ, એન્ડ એટકીસન્સ, ૩૭, વૉલબ્રુક ઇ. સી.

વૉટરપ્રુફ કાગળો=જે બ્લેકવેલ એન્ડ સન્સ, વૉકસ હૅાલ સ્ટ્રીટ, માન્ચેસ્ટર.

તાર=લંડન ઇલેકેટ્રીક વાયર કંપની એન્ડ સ્મીથ્સ, પ્લે હાઉસ યાર્ડ, ઇ. સી.

---

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી આતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા મા બતાવેલી રૂઢી પ્રમાણે ઇ સ. ૧૯૧૯ મા ખાંડ ઉપર કેટલી જગાત થશે, તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમા પ્રથમ સપ્ટેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ ની કિમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમા વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત. | ઇ. સ. ૧૯૧૭ ના મે માસમા થયેલી આયાત — જથ્થો હંડ્રવેટ | ઇ. સ. ૧૯૧૭ ના મે માસમા થયેલી આયાત — દર હંડ્રવેટની સરેરાશ કીમત. રૂ. આ. | ૧૯૧૬ ની પહેલી ઓકટોબર સુધી થયેલી આયાત. — જથ્થો. હંડ્રવેટ | ૧૯૧૬ ની પહેલી ઓકટોબર સુધી થયેલી આયાત. — દર હંડ્રવેટની સરેરાશ કીમત. રૂ. આ. |
|---|---|---|---|---|
| ખાંડ ગાગડીવાળી બીટ જાતની | .... | . . | ૨ | ૨૦—૦ |
| „ „ સુંવાળી ચીનમાં સુધારેલી | ૧,૬૧૦ | ૧૮-૧૨ | ૬૫,૧૧૩ | ૧૯—૦ |
| „ „ જાપાનમાંથી | ૨૨,૭૧૮ | ૧૭—૪ | ૨,૫૭,૫૨૪ | ૧૮-૪ |
| „ „ સુવાળી ઇજીપ્ટમાથી | ........ | . . ... | ..... ... | ..... .. |
| „ „ જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૩,૦૮,૦૮૩ | ૧૬—૧૨ | ૩૭,૦૬,૬૭૯ | ૧૭—૮ |
| „ „ જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૭૦,૮૪૪ | ૧૫—૪ | ૧૮,૪૧,૪૧૪ | ૧૬—૦ |
| „ „ જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | .... ... | .. .. . | ......... | ......... |
| „ „ મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી ભારી | ૧૨૬,૭૨૮ | ૧૬—૧૨ | ૪,૨૭,૨૯૭ | ૧૭—૦ |

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૭ ના મે મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નબર. | બગાળા. | મુંબઈ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૧,૧૭,૮૯૮ | ૨૪,૬૦૦ | ૫૪ | ૬૪,૦૦૦ | ...... | ૨,૦૬,૫૫૨ |
| નં. ૪૧ થી ૫૦ | ૩૧,૮૦૦ | ......... | ૫૪ | ...... | ...... | ૩૧,૮૫૪ |
| ન ૫૦ થી ઉપર | ૩૨,૭૩૦ | ૬,૧૮૧ | ૨૦૬ | ૬,૦૦૦ | ...... | ૪૫,૧૮૭ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળુ નં. ૩૧ થી ૪૦ | ૪,૩૨,૨૩૭ | ૧૯,૮૦૦ | ૪,૨૦૦ | ૨,૯૮,૪૮૪ | ...... | ૭,૫૪,૭૨૧ |
| નં. ૪૧ થી ૫૦ | ૯૯૦ | ...... | ...... | ૧૨,૦૦૦ | ...... | ૧૨,૯૯૦ |
| નં. ૫૦થી ઉપર | ૪,૦૦૦ | ...... | ૧,૧૬૧ | ૨૨,૦૦૦ | ૧,૪૯૫ | ૨૮,૬૫૬ |
| ટોટલ | ૬,૧૯,૬૫૫ | ૫૦,૫૮૧ | ૫,૬૭૫ | ૪,૦૨,૪૮૪ | ૧,૪૯૫ | ૧૦,૭૯,૯૯૦ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF MAY 1917.

## ઇ. સ. ૧૯૧૭ ના મે માસ માટે પોર્ટ ટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | ૧૯૧૭ ના મે તા. ૧ પહેલી ને દિને સ્ટૉક | ૧૯૧૭ ના મે થયેલી ડીલીવરી | ૧૯૧૭ ના ૧ લીજુન તારીખે સ્ટૉક | ૧૯૧૬ ની ૧ લી જુન ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૨૫,૪૫૧ | ૫,૨૭૩ | ૨૮,૧૫૭ | ૭૯,૬૩૯ |
| ,, ,, પેટી | ૨૮,૬૧૭ | ૭,૭૪૮ | ૨૩,૨૪૪ | ૨૫,૧૨૩ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૮૨૨ | ૯૬ | ૭૪૭ | ૩૪૦ |
| રેશમ તથા ઉનની પેટી. | ૧,૫૨૫ | ૧૦૧ | ૧,૫૩૧ | ૮૨૬ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉ) પેકેજીઝ | ૫,૭૨૭ | ૧,૬૪૦ | ૪,૬૮૧ | ૭,૦૭૩ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૫૮૨ | ૮૮૨ | ૨,૪૪૭ | ૨,૭૬૫ |
| ત્રાંબાના ટન | ૧,૬૪૨ | ૯૪ | ૧,૫૫૧ | ૨,૮૩૪ |
| પીતળના ટન | ૬૨૨ | ૧૩૬ | ૫૪૮ | ૧,૧૧૭ |

---

## SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૭ ના એપ્રીલ માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૬ | ૧૯૧૭ |
|---|---|---|
| મુંબઇ | ૪,૦૧,૨૯,૬૬૩ | ૪,૦૭,૯૭,૯૮૪ |
| મદ્રાસ | ૩૧,૬૬,૫૫૭ | ૩૫,૩૫,૬૨૨ |
| બંગાળા | ૧૮,૦૯,૬૦૬ | ૨૫,૩૧,૩૮૮ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૩૫,૪૪,૫૧૮ | ૩૨,૯૮,૯૨૦ |
| અજમેર મેવાડ | ૨,૭૦,૭૦૨ | ૨,૦૫,૫૨૦ |
| પંજાબ | ૪,૧૯,૫૩૪ | ૨,૪૪,૬૪૫ |
| દીલ્હી | ૨,૩૩,૮૧૫ | ૨,૨૨,૪૬૩ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૩૦,૭૫,૨૪૭ | ૨૮,૬૯,૬૦૩ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૫,૨૬,૪૯,૬૪૨ | ૫,૩૭,૦૬,૧૫૨ |
| દેશી રાજ્યો | ૩૩,૩૫,૯૮૧ | ૨૭,૯૦,૭૭૯ |
| એકંદર કુલ | ૫,૫૯,૮૫,૬૨૩ | ૫,૬૪,૯૬,૯૩૧ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૬ | ૧૯૧૭ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૨,૪૦,૦૧,૧૧૦ | ૨,૫૩,૧૮,૩૧૧ |
| | વાર | ૧૦,૨૧,૧૪,૬૩૯ | ૧૦,૯૬,૭૫,૫૭૭ |
| મદ્રાસ | રતલ | ૧૦,૦૩,૬૪૨ | ૧૩,૩૫,૦૯૪ |
| | વાર | ૨૯,૧૧,૭૪૧ | ૩૫,૩૮,૬૭૪ |
| બંગાળ | રતલ | ૧,૮૯,૮૫૫ | ૪,૫૬,૭૧૮ |
| | વાર | ૧૦,૭૦,૫૫૩ | ૨૩,૪૧,૧૨૫ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | રતલ | ૮,૬૭,૨૧૫ | ૯,૭૩,૨૭૬ |
| | વાર | ૨૫,૫૬,૮૬૯ | ૨૭,૬૭,૫૬૦ |
| અજમેર મેવાડ | રતલ | ૧,૫૫,૮૩૩ | ૧,૪૨,૦૫૯ |
| | વાર | ૭,૪૩,૨૯૬ | ૫,૧૩,૭૮૮ |
| પંજાબ | રતલ | ૧૦૦,૩૩૮ | ૬૫,૧૩૦ |
| | વાર | ૩,૭૪,૭૯૬ | ૨,૪૩,૯૦૧ |
| દીલ્હી | રતલ | ૮,૨૦૪ | ૩૪,૪૩૪ |
| | વાર | ૧૫,૪૭૫ | ૬૪,૯૩૫ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૧,૫૨,૯૦૭ | ૧૨,૫૪,૭૩૧ |
| | વાર | ૪૪,૯૭,૦૬૨ | ૪૯,૦૧,૧૧૦ |
| બ્રીટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૨,૭૪,૭૯,૧૦૪ | ૨,૯૫,૭૯,૭૫૩ |
| | વાર | ૧૧,૪૨,૯૪.૪૩૧ | ૧૨,૪૦,૪૬,૬૭૦ |
| દેશી રાજ્યો | રતલ | ૧૮,૭૪,૮૩૮ | ૧૮,૨૧,૪૮૦ |
| | વાર | ૭૧,૩૯,૦૧૨ | ૬૭,૭૯,૩૮૧ |
| એકંદર (ટોટલ) | રતલ | ૨,૯૨,૮૩,૯૪૨ | ૩,૧૪,૦૧,૨૩૩ |
| | વાર | ૧૨,૧૪,૩૩,૪૪૩ | ૧૩,૦૮,૨૬,૦૫૧ |

ધી બોમ્બે ટાઇલ ગાર્ટ ૨૧ બેક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ.

# IMPORTS & EXPORTS OF GOLD & SILVER.
# સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૭ ના એપ્રીલ મહિનામાં થયેલી સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

## IMPORTS OF GOLD સોનાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૬ રૂ. | ૧૯૧૭ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૪,૮૪,૮૪૬ | ............ |
| | સરકારી | ૪૪,૬૫,૨૯૨ | ૧,૩૧,૫૦,૭૫૮ |
| મુંબઇ | ખાનગી | ૩૮,૨૭,૨૨૨ | ૨૨,૫૮,૧૯૮ |
| | સરકારી | ૭૨,૯૪,૮૨૪ | ૧,૪૭,૦૩,૩૬૨ |
| સિન્ધ | ખાનગી | ૩,૭૧૪ | ૧,૫૦૩ |
| | સરકારી | ૫૮,૨૦૦ | ............ |
| મદ્રાસ | | ૫૦૭ | ૧૦,૩૪,૨૦૧ |
| બર્મા | | ૫૬ | ......... |
| કુલ | ખાનગી | ૪૩,૧૬,૩૪૫ | ૩૨,૯૩,૮૯૨ |
| | સરકારી | ૧,૧૮,૧૮,૩૧૬ | ૨,૭૮,૫૪,૬૨૦ |

## EXPORTS OF GOLD. સોનાની નિકાશ.

| દેશનું નામ. | | ૧૯૧૬ રૂ. | ૧૯૧૭ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૯,૦૫૪ | ૯,૨૫૪ |
| | સરકાર | ............ | ૩,૮૦,૦૦૦ |
| મુંબઇ | ખાનગી | ૨૧,૦૪,૮૨૪ | ૬,૦૧૭ |
| | સરકારી | ૩૩,૯૫,૦૦૦ | ૨૯,૭૧,૬૩૩ |
| સિંધ | ખાનગી | ૩,૦૦,૭૦૦ | ૨,૮૮,૯૨૩ |
| | સરકારી | ૬,૫૦૦ | .............. |
| મદ્રાસ | | ૬, ૦૭,૦૦૦ | ૨૫,૦૦૦ |
| બર્મા | | ......... | ........... |
| કુલ | ખાનગી | ૩૦,૨૧,૫૭૮ | ૩,૨૯,૧૯૪ |
| | સરકારી | ૩૪,૦૧,૫૦૦ | ૩૩,૫૧,૬૩૩ |

## IMPORTS OF SILVER. રૂપાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૬ રૂ. | ૧૯૧૭ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૧૩,૪૦,૮૩૯ | ૨,૯૭,૫૯૮ |
| | સરકારી | ૪૪,૬૫,૨૯૨ | ૧,૩૧,૫૦,૭૫૮ |
| મુંબઇ | ખાનગી | ૧,૧૦,૨૦,૭૮૩ | ૧,૧૪,૪૫,૯૬૩ |
| | સરકારી | ૭૨,૯૪,૮૨૪ | ૧,૪૭,૦૩,૮૬૨ |
| સિંધ | ખાનગી | ૩,૭૧૪ | ............ |
| | સરકારી | ૫૮,૨૦૦ | ............ |
| મદ્રાસ | | ૫૦૭ | ૧૦,૩૪,૨૦૧ |
| બર્મા | | ૫૬ | ૧૦,૦૫૧ |
| કુલ | ખાનગી | ૧,૨૩,૬૫,૮૯૯ | ૧,૨૭,૮૯,૩૧૬ |
| | સરકારી | ૧,૧૮,૧૮,૩૧૬ | ૨,૭૮,૫૪,૬૨૦ |

## EXPORTS OF SILVER. રૂપાની નિકાશ.

| દેશનું નામ. | | ૧૯૧૬ રૂ. | ૧૯૧૭ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૨૦,૦૦૮ | ૧૫,૧૩૪ |
| | સરકારી | ............ | ૩,૮૦,૦૦૦ |
| મુંબઇ | ખાનગી | ૨૧,૫૦,૧૮૪ | ૬,૦૧૭ |
| | સરકારી | ૩૩,૯૫,૦૦૦ | ૨૯,૭૧,૬૩૩ |
| સિંધ | ખાનગી | ૩,૦૦,૭૦૦ | ૨,૮૮,૯૨૩ |
| | સરકારી | ૬,૫૦૦ | ............ |
| મદ્રાસ | | ૬,૦૭,૦૦૦ | ૨૫,૦૦૦ |
| બર્મા | | ............ | ............ |
| | ખાનગી | ૩૦,૭૭,૮૯૨ | ૩,૩૫,૦૭૪ |
| | | ૩૪,૦૧,૫૦૦ | ૩૨,૫૧,૬૩૩ |

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૭ ના મે માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઈ હતી

| જે દેશોમાંથી આયાત થઈ હોય તેનું નામ. | ૧૯૧૬. હંડ્રવેટ. | ૧૯૧૭. હંડ્રવેટ. |
|---|---|---|
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૧૩૮ | ૧૬૬ |
| જર્મની ... ... ... | ...... | ...... |
| હોલાંડ ... ... ... | ...... | ...... |
| બેલજીઅમ ... ... ... | ...... | ...... |
| ફ્રાન્સ ... ... ... | ...... | ...... |
| ઓસ્ટ્રીયા હંગેરી ... ... | .... | ૬૦૪ |
| સ્ટ્રેટસ સેટલમેન્ટસ. ... ... ... | ૩૧,૪૯૭ | ૭૬,૯૬૧ |
| જાવા ... ... ... | ૧,૮૬,૮૭૦ | ૩,૦૨,૦૪૯ |
| ચીન ... ... | ૮,૪૨૭ | ૨,૬૮૩ |
| ફીલીપાઇન્સ ... ... ... | ...... | ..... |
| જાપાન ... ... ... | ૫,૭૪૨ | ૨૨,૭૫૬ |
| ઇજીપ્ટ ... ... ... | ...... | ૬૫૧ |
| મોરીશિયસ ... ... ... | ૮૯,૮૯૦ | ૧૨૭,૦૬૬ |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ૨ | ૮૦૦ |
| આસ્ટ્રેલીયા ... ... ... | ૭૭ | ૨૧ |
| બીજા દેશો ... ... ... | ૧ | ...... |
| કુલ— | ૩,૨૨,૬૪૪ | ૫,૩૩,૨૫૭ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૭ હંડ્રવેટ | ૧૯૧૬ હંડ્રવેટ | ૧૯૧૭ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૭ હંડ્રવેટ. |
| બંગાળા | ... | .. | ૧,૮૧,૩૬૪ | ૧,૪૬,૩૮૬ | ૧,૮૧,૩૬૪ | ૧,૪૬,૩૮૬ |
| મુંબઇ | ... | ... | ૬૭,૬૫૮ | ૨,૪૨,૦૨૨ | ૬૭,૮૧૯ | ૨,૪૨,૦૨૨ |
| સિંધ | ... | ... | ૩૫,૮૧૯ | ૬૬,૮૨૭ | ૩૫,૬૫૮ | ૬૬,૮૨૭ |
| મદ્રાસ | .. | .. | ૩૭૭૦૦ | ૩૬,૪૪૬ | ૩૭,૭૦૦ | ૩૬,૪૪૬ |
| બર્મા | ... | ... | ૧૦૩ | ૪૧,૫૭૬ | ૧૦૩ | ૪૧,૫૭૬ |
| કુલ | ...... | ...... | ૩,૨૨,૬૪૪ | ૫,૩૩,૨૫૭ | ૩,૨૨,૬૪૪ | ૫,૩૩,૨૫૭ |

ધી બોમ્બે ટાઇલ માટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ.

JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ–સ્ટૉક કંપનીઓ.

ઈ. સ. ૧૯૧૭ ના એપ્રીલ મહિનામાં નીચેની જૉઇન્ટ-સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમાં રજીસ્ટર થઈ હતી.

| નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ. રૂ. |
|---|---|---|---|
| ૧. બૅંકીંગ, લોન, અને ઇન્સ્યુરન્સ. | | | |
| ૧. ફ્રેન્ડસ યુનીયન બૅન્ક. | શીલોંગ, આસામ | નાણાં ધીરવાનો ધંધો | ૨૦,૦૦૦ |
| ૨. ખુલના કાયસ્થા બૅન્ક. | બંગાળ | શરાફી ધંધો. | ૨૫,૦૦૦ |
| ૩. ભાંગા લોન ઑફીસ. | ભાંગા, બંગાળ | ” ” | ૨૦,૦૦૦ |
| ૪. નેટોર યુનાઇટેડ બૅન્ક. | નેટોર | ” ” | ૧,૦૦,૦૦૦ |
| ૫. ગેબરી લોન ઑફીસ. | સોના ટોળી, રાંગપુર, બંગાળ | ” ” | ૩૦,૦૦૦ |
| ૬. બેલકા લોન ઑફીસ | બેલાક, બંગાળ | ” ” | ૩૦,૦૦૦ |
| ૭. કોઈમ્બટુર મહાજના બૅન્ક. | કોઈમ્બટુર, મદ્રાસ | નાણાં ધીરવાનો ધંધો. | ૨,૦૦,૦૦૦ |
| ૮. નાયર બૅન્ક. | ટ્રીપ્રાયર | ” ” ” | ૪૦,૦૦૦ |
| | | બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ કુલ. | ૪,૬૫,૦૦૦ |
| ૨. ટ્રેડીંગ. | | | |
| (અ) રેલ્વેઓ અને ટ્રામો | | | |
| ૯. નાસીક ટ્રામવે કું. | મુંબઇ | ટ્રામવે બાબતનું સઘળું કામકાજ ઉભું કરવા. | ૧,૦૦,૦૦૦ |
| (બ) વહાણમાં માલ ચઢાવવો કિનારે માલ ઉતારવો અને ગોદામમાં માલ ભરવો. | | | |
| ૧૦. મેશર્સ ફ્રેઝર ઍન્ડ કું. | કલકત્તા, બંગાળ | વહાણમાં માલ ચઢાવવો કિનારે માલ ઉતારવો વગેરે. | ૫,૦૦,૦૦૦ |

| નામ અને જાત | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ |
|---|---|---|---|
| (ગી) બીજાઓ. | | | |
| ૧૧. મેશર્સ ચેરી એન્ડ કુાં. | કલકત્તા, બંગાળ | ચામડું કેળવવું અને બનાવનાર વગેરે. | ૫૦,૦૦૦ |
| ૧૨ બંગાળ હરેકટીંગ ગ્લાસ ફેક્ટરી. | ,, ,, | પ્રવાહી કારબોનીક એસીડ ગાસ અને ઓકસીજન બનાવનાર. | ૬,૫૦,૦૦૦ |
| ૧૩. એ વહેન્ટે એજન્સી (ઇન્ડીયા.) | મુંબઈ | સામાન્ય ધંધો અને એજન્સી. | ૧,૦૦,૦૦૦ |
| ૧૪. સુડી પી શ્રી કૃષ્ણ ટ્રાન્સપોર્ટ કુાં. | માંગલોર, મદ્રાસ | ઉતારાઓ અને માલોને લઈ જનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૧૫. ટાઇલ અને સેનીટરી વર્કસ. | ટીરથહલ્લી, માઇસોર | માટીના વાસણ બનાવનાર. | ૧,૦૦,૦૦૦ |
| | | બીજાઓ કુલ | ૧,૦૦૦,૦૦૫ |
| | | ટ્રેડીંગ કુલ | ૧૬,૦૦,૦૦૫ |
| ૩ મીલો અને પ્રેસીસો | | | |
| ૧૬. મેશર્સ મારીઘાટ મીલીંગ કુાં. | માગલગર, વીહાર અને ઓરાસા | ઉગાડનાર, ચોખાની મીલો, ખાંડ બનાવનાર વગેરે. | ૧,૫૦,૦૦૦ |
| ૪. ચા અને બીજી વાવેતર કરનારી કંપનીઓ. | | | |
| (અ) ચા. | | | |
| ૧૭ સારોડાટી કુંપની. | જાલ પગુરી, બંગાળ | ચા ઉગાડનાર વગેરે. | ૩,૦૦,૦૦૦ |
| ૧૮. ત્રીરઞાપોર ટી કુંપની. | કલકત્તા | ,, ,, | ૨,૦૦,૦૦૦ |
| ૧૯. સરસ્વતી પુર ટી કુંપની. | જાલપગુરી | ,, ,, | ૨,૦૦,૦૦૦ |
| ૨૦. ઇસ્ટર્ન ડાવર્સ ટી કુંપની | કલકત્તા | ,, ,, | ૩,૦૦,૦૦૦ |

| નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
| --- | --- | --- | --- |
| ૨૧ સીડલી ડેવિસ ટી કુંપની. | કલકત્તા | ચા ઉગાડનાર વગેરે | ૩,૦૦,૦૦૦ |
| | | ચા કુલ | ૧૩,૦૦,૦૦૦ |
| (બ) બીજાઓ. | | | |
| ૨૨. બારદવાન પ્લેન્ટીંગ ટીમ્બર અને ટ્રેડીંગ કુંપની. | બેનાકુરી, બરદવાન બંગાળ | હરેક જાતના ઝાડો ઉગાડનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| | | ચહા અને બાજી વાવેતર કંપનીઓ મળી કુલે | ૧૪,૦૦,૦૦૦ |
| ૪. ખાણ ખોદવા અને પથ્થરની ખાણો. | | | |
| ૨૩ ફોરસ્ટ કોલ્યરીઝ. | કલકત્તા, બંગાળ | કોલસાની ખાણો વગેરે. | ૮,૦૦,૦૦૦ |
| ૨૪. નીગાવેલી કોલ્યરીઝ. | ,, ,, | ,, ,, | ૧,૦૦,૦૦૦ |
| | | ખાણ ખોદવા અને પથ્થરના ખાણો મળી કુલ. | ૯,૦૦,૦૦૦ |
| ૬. બીજાઓ. | | | |
| ૨૫. ધી બીનાઉ. | કલકત્તા, બંગાળ | થીએટરના માલીકો તરીકે ધંધો કરનાર. | ૨,૦૦,૦૦૦ |
| | | એકંદર કુલ | ૪૭,૧૫,૦૦૫ |

## SEA-BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૭ ના મે માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports. | આયાત. ૧૯૧૬ માં રૂ. | ૧૯૧૭ માં રૂ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... ... | ૯,૯૩,૦૮૭ | ૧,૯૩,૦૭૦ |
| દારૂગોળો હથીયાર વિગેરે. ... ... | ૪,૭૨,૨૪૭ | ૧,૫૬,૧૭૨ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... ... | ૪,૪૪,૬૬૯ | ૪,૬૯,૨૬૪ |
| બુટસ અને શુઝ ... ... ... ... | ૩,૯૭,૫૧૭ | ૨,૭૯,૦૦૨ |
| ઘર બાંધવાનો સામાન ... ... ... | ૭,૭૭,૩૪૫ | ૬,૫૫,૩૧૩ |
| મીણબત્તી ... ... ... ... | ૨૯,૬૬૯ | ૧૧,૭૩૮ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... ... | ૮૨,૮૯૨ | ૩૩,૪૪૦ |
| રસાયણિક પદાર્થો ... ... ... ... | ૨૦,૧૧,૧૯૨ | ૧૪,૭૩,૪૩૬ |
| ઘડીયાળો ... ... ... ... | ૧,૬૭,૩૮૬ | ૧,૩૮,૩૮૦ |
| કોલસા ... ... ... ... | ૩૨,૬૫૬ | ૨,૭૦,૮૬૧ |
| કૉફી ... ... ... ... ... | ૧,૭૭૨ | ૫૪,૦૫૯ |
| કાથો (સીંદરી) ... ... ... ... | ૨૪,૫૭૬ | ૨,૯૪૯ |
| દોરડાં ... ... ... ... ... | ૧,૦૭,૫૭૭ | ૧,૯૪,૬૭૩ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... ... | ૯૧,૭૯૮ | ૧,૪૫ ૧૬૬ |
| સાઇકલો ... ... ... ... | ૧,૭૮,૫૯૦ | ૨,૨૩,૮૬૭ |
| કપુર ... .. ... ... | ૨,૨૯,૮૦૦ | ૧,૨૮,૯૧૮ |
| બીજી જાતની દવા મળી કુલ ... ... | ૧૫,૨૦,૭૩૭ | ૧૦,૩૬,૮૦૦ |
| લુગડા રંગવાની ચીજો . . .. ... | ૧,૦૫,૬૩૦ | ૧૧,૨૮,૭૪૧ |
| ફટાકડા ... ... ... ... | ૫૦,૩૮૧ | ૫૬,૩૫૩ |
| ફરનીચર ... . ... ... | ૧,૩૪,૪૧૮ | ૧,૨૫,૫૪૦ |
| કાચનો સામાન ... ... ... ... | ૧૪,૨૪,૭૫૩ | ૧૪,૦૮,૭૫૧ |
| ચોખા ... ... ... ... | ૨,૭૨,૧૭૭ | ૪૦,૩૮૦ |
| ઘઉં ... ... ... ... | ૪૦ | ......... |
| ઘઉંનો લોટ ... ... ... ... | ૪,૧૩૨ | ૭૬૪ |
| હાર્ડવેર ... .. ... ... | ૨૫,૦૫,૯૪૩ | ૨૬,૬૭,૫૭૫ |
| ધુપ .. ... ... ... | ૨૦,૮૮૯ | ૨૭,૩૮૬ |
| ચામડાં બિન કેળવાયલાં ... ... ... | ૩,૧૪,૭૯૨ | ૧,૦૨,૯૮૮ |
| ઇલિકટ્રીસીટીને લગતાં હથીઆરો. ... ... | ૧૩,૬૬,૯૧૧ | ૧૨,૧૩,૩૧૫ |
| સંગીત વિગેરેને લગતાં હથીઆરો ... ... | ૧,૦૬,૫૮૨ | ૧,૩૦,૫૩૦ |
| હાથીદાંત ... ... ... ... | ૨,૯૮,૧૮૮ | ૧,૩૦,૬૭૪ |
| ઝવેરાત ... ... ... ... | ૩,૬૨૨ | ૧,૩૧,૭૬૨ |

| ચીજનું નામ. | ૧૯૧૬ | ૧૯૨૭ |
|---|---|---|
| | રૂ. | રૂ |
| કેળવાએલાં ચામડાં... ... ... ... | ૩,૮૫,૫૩૯ | ૮,૧૨,૫૪૭ |
| દારૂ ... ... ... ... ... | ૧૩,૩૩,૮૪૩ | ૧૨,૯૦,૮૭૪ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... ... | ૫૫,૩૨,૭૨૪ | ૩૭,૯૦,૫૧૯ |
| દીવાસળી ... ... ... ... ... | ૭,૪૭,૪૫૪ | ૧૭,૯૪,૭૨૧ |
| પીત્તળ ... ... ... ... ... | ૨,૨૮,૧૯૫ | ૪,૦૬,૧૯૬ |
| ત્રાંબું ... ... ... ... ... | ૨,૫૫,૬૦૮ | ૨,૯૧,૫૬૮ |
| જર્મન સીલ્વર ... ... ... ... | ૧૬,૩૯૯ | ૯,૨૩૫ |
| લોઢું ... ... ... ... ... | ૨,૨૫,૩૨૭ | ૬,૮૪,૮૫૭ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૯,૮૬,૮૫૦ | ૧૫,૫૯,૫૭૧ |
| સ્ટીલ ... ... ... ... ... | ૯,૧૦,૯૪૫ | ૫,૮૪,૯૬૮ |
| સીસું ... ... ... ... ... | ૨,૧૧,૬૫૮ | ૨,૦૮,૯૮૪ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... ... | ૧૬,૪૨,૧૨૭ | ૧૫,૭૪,૨૮૦ |
| કેરોસીન તેલ ... ... ... ... | ૧૯,૩૨,૬૨૮ | ૨૦,૩૧,૯૯૮ |
| અળસીનું તેલ ... ... ... ... | ૬૫,૧૪૭ | ૯,૭૮૪ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... | ૩૦,૧૯,૬૦૧ | ૩૬,૯૭,૬૯૦ |
| રંગ રોગાન વિગેરે... ... ... ... | ૧૩,૨૯,૧૦૬ | ૧૦,૮૭,૭૮૦ |
| કાગળો ... ... ... ... ... | ૧૩,૭૨,૬૩૧ | ૨૩,૬૮,૦૪૭ |
| રેલ્વે ગાડીઓ તથા સામાન મળી કુલ ... | ૩૪,૬૨,૪૫૦ | ૫,૭૬,૭૭૦ |
| રબર ... ... ... ... ... | ૧૧,૧૩,૧૬૮ | ૧૦,૩૪,૮૯૭ |
| મીઠું ... ... ... ... ... | ૧૬,૩૩,૧૨૮ | ૫,૦૦,૯૮૨ |
| સાબુ ... ... ... .. ... | ૯,૪૧,૬૮૫ | ૬,૪૬,૩૧૮ |
| સોપારી ... ... ... ... ... | ૧૫,૮૬,૫૨૦ | ૮,૮૬,૩૯૨ |
| તેજાનો કુલ ... ... ... ... | ૭,૫૯,૦૮૭ | ૫,૮૬,૦૪૭ |
| સ્ટેશનરી ... ... ... ... ... | ૫૨,૩૮,૮૭૩ | ૮૮,૬૯,૦૪૫ |
| ખાંડ ... ... ... ... ... | ૫૯,૩૪,૯૮૯ | ૯૫,૨૬,૪૮૩ |
| સુતર કાચું ... ... ... ... | ૫,,૯૭૫ | ૧૫,૬૨૭ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૩૨,૩૬,૯૦૯ | ૨૩,૬૧,૦૦૨ |
| વગર ધોએલા પીસ ગુડઝ ... ... ... | ૧,૮૪,૦૧,૮૫૬ | ૧,૩૨,૮૩,૮૧૪ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... ... | ૧,૨૦,૫૧,૪૫૯ | ૭૬,૫૪,૫૧૫ |
| રંગીન અને છાપેલા પીસ ગુડઝ ... ... | ૧,૧૪,૯૭,૭૦૮ | ૮૫,૨૮,૪૭૬ |
| શીવવાના દોરા ... ... ... ... | ૬,૪૭,૮૯૬ | ૩,૮૬,૬૦૩ |
| સુતર એકંદર ... ... ... ... | ૪,૮૯,૭૦,૧૫૫ | ૩,૪૪,૩૧,૫૦૪ |
| રેશમ કાચું ... ... ... ... | ૭,૧૬,૬૯૫ | ૮,૭૦,૧૩૬ |
| રેશમના પીસ ગુડઝ... ... ... ... | ૧૭,૮૩,૭૧૫ | ૧૭,૭૨,૬૩૯ |
| કાચું ઉન ... ... ... ... | ૧,૯૨,૭૧૫ | ૧,૭૩,૧૭૫ |
| હોઝીઅરી ... ... ... ... | ૪૪,૪૫૧ | ૧,૦૩,૬૫૦ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... ... | ૯,૪૮,૯૬૬ | ૯,૮૦,૫૩૩ |
| ઉન કુલ ... ... ... | ૧૫,૨૦,૯૭૦ | ૧૪,૨૬,૫૪૮ |
| તંબાકુ ... ... ... ... | ૮,૬૧,૭૦૮ | ૧૩,૭૧,૭૦૩ |

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૦ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબઇના મી૦ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલાં પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનુ સ્ટેંડ પણ જેવુંને તેવું રહ્યું હતું. આટલુ છતાં મી૦ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખા ઘરમા સૌમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમાં સર્વ સલામત રહ્યુ હતું.

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૦ મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો આ ઉપરથી મી૦ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૦ મગનલાલને રા. બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૦ મગનલાલની જગ્યામાં ગાદલા સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી૦ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલામમાં.

મુંબઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા મેકરોની તીજોરીઓના કેવા હાલ થયા તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા મેકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. ડેવીડે પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યું અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ ફ્રેડળરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કુંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

| ચીજનું નામ. | ૧૯૧૬ | ૧૯૧૭ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... ... | ૪૨,૨૨૩ | ૪૮,૨૦૭ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૧૭,૩૫,૬૩૧ | ૨૪,૩૫,૬૫૪ |
| ખોળ ... ... ... ... ... | ૬,૫૨,૮૮૬ | ૪,૬૨,૨૧૬ |
| અફીણ ... ... ... ... . | ૩૦,૨૬,૦૬૫ | ૫,૧૪,૫૩૦ |
| ઘી ... ... ... ... ... | ૨,૨૪,૬૪૪ | ૨,૧૧,૧૨૦ |
| દીવેલી ... ... ... ... ... | ૨૧,૦૮,૫૮૩ | ૯,૮૯,૯૭૯ |
| ટોપરાં ... ... ... ... ... | ૧,૬૯,૩૪૯ | ૧૧,૭૯૯ |
| કપાસીયા ... ... ... ... ... | ૧૫,૨૯,૭૮૧ | ૫૧,૩૦,૨૪૭ |
| ભોંયસીંગ ... ... ... ... | ૪૧,૨૦,૮૨૫ | ૨૬,૮૧,૯૪૧ |
| અળસી ... ... ... ... | ૨,૧૨,૦૮૧ | ........... |
| ખસખસ .. ... ... ... ... | ૧,૮૦૧ | ૨,૬૧,૪૦૫ |
| સરસવ ... ... .. ... ... | ૧૩,૦૧,૩૫૯ | ૮,૭૭,૭૭૫ |
| તલ ... ... ... ... ... | ૩૦,૪૨,૩૪૨ | ૩,૫૨,૫૯૧ |
| તેજાનો ... ... ... .. ... | ૧૭,૮૯,૬૯૧ | ૧૧,૫૮,૭૪૪ |
| ખાડ ... ... ... ... ... | ૨૭,૦૮૭ | ૧,૫૯,૦૭૧ |
| ચા ... ... ... ... ... | ૫૦,૯૧,૪૧૦ | ૧,૧૪,૫૧,૭૦૧ |
| કાચું રૂ ... ... ... ... ... | ૨,૯૮,૩૯,૯૮૭ | ૨,૬૭,૩૧,૩૯૮ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૫૦,૯૫,૬૧૬ | ૮૮,૨૭,૦૯૯ |
| રૂમાલ અને શાલો ... ... ... | ૨૩,૫૨૫ | ૬૫,૩૭૩ |
| પીસ ગુડઝ ... ... ... ... | ૨૯,૮૨,૫૯૫ | ૪૪,૪૩,૭૬૮ |
| શણ ... ... ... ... | ૯,૬૫૫ | ........... |
| જ્યુટ કાચું ... ... ... ... | ૯૬,૪૯,૨૪૭ | ૭૪,૭૨,૨૭૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૧,૧૭,૪૭૦ | ૩૬,૧૦૯ |
| ગની બેગઝ ... ... ... ... | ૧,૧૮,૭૫,૮૯૩ | ૬૬,૫૬,૯૮૩ |
| ગુણપાટ ... ... ... ... | ૬,૨૪,૩૫૧ | ૩,૩૦,૮૮૧ |
| રેશમ (કાચું) ... ... ... ... | ૧,૪૪,૩૪૪ | ૬૯,૦૧૯ |
| રેશમ કુલ ... ... ... ... | ૧,૯૯,૬૧૯ | ૧,૪૯,૭૬૨ |
| ઉન કાચું ... ... ... | ૩૭,૧૪,૬૬૭ | ૧૮,૧૭,૭૩૭ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... ... | ૨,૯૩,૨૫૬ | ૧,૪૭,૬૧૯ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... ... | ૪,૦૨,૯૯૮ | ૨,૬૪,૯૧૧ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... ... ... | ૫,૨૧,૮૫૩ | ૭,૦૨,૭૯૧ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે ... | ૧૮,૮૯,૫૮,૯૯૯ | ૧૮,૯૪,૧૨,૫૫૦ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સિવાય. ... | ૧૮,૮૯,૫૮,૯૯૯ | ૧૬,૪૮,૫૧,૨૫૬ |

ઉંચી પોલીશ કરેલા ટેબલ કોચ ખરીદ કરવા કયાં જશો ?

## NEW PATENTS.

## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા માટે માર્ચની ૧૦ મી તારીખ અને તે પછીથી નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
| --- | --- |
| વીકર્સ લીમીટેડ. | શીવવાના સાંચામાં સૂધારા. |
| જી. કૅાનટેન ટીનેસ્કો અને ડબલ્યુ હેંડન. | આલટરનેટીંગ ફ્લુઈડ કરન્ટસથી ચાલતી રોટરી મેટરમાં સુધારા. |
| જી. હોનેગાર. | ડુપ્લેકસ સ્ટીમ પમ્પના એકસપાનશન વાલ્વ ગીઅરમાં સુધારા. |
| પી. સી. સેકેગીઓ, અને એફ. એ. લેશેન્ઝ. | સ્પાર્ક એરેસ્ટરમાં સુધારા. |
| સોસાયતે દુ કારબુરેતર, ઝેનીથ. | એકસપ્લોઝન મોટરમાંના કારબુરેટરમાં સુધારા. |
| ડબલ્યુ. ડબલ્યુ. એચ. સીલ્ક. | મુસાફરોનો સામાન. |
| ટી. જી. એલન. | કમ્પ્રેસ્ડ અથવા ડીસૅાલ્વ્ડ એસેટીલીન ગેસ રાખવાના સાધનો. |
| એચ. એસ. હેન્સ. | પેટ્રોલના કૂવાને માટેના સૂધારેલા પંપો. |
| કે. એસ. સંઘાની. | પોતાની મેળે બન્ધ થઇ જાય તેવા કૅાક (નળ.) |
| એમ. વ્હીટક્રોફ્ટ. | તેલ સૂધારવાની રીત. |
| વી. એમ. માથુરામન ચેટી. | પાણી કહાડવાને માટેના સાધનોમાં સૂધારા. |

ધી ભોસ્બે ટાઈમ્સ માર્ચ ૨૧ નોઈ આર્ટ પ્રીન્ટ મુંબઈ.

# COMMERCIAL INTELLIGENCE.

## વેપારી ખાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી ખાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનુ નામ | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, ૭. ૪૮ | લન્ડનમા એક પેઢી. | પોતાનો નિકાશ વ્હેપાર વધારવા ઇચ્છે છે અને ત્હેને માટે અહિંની કોઇ પેઢી સાથે સંબંધ બાધવા માગે છે. |
| ,, ,, ૪૯ | લાહોરની એક પેઢી. | પોતાની બનાવટના રબર સોલ્યુશનને ખરીદે તેવી પેઢીઓ જોડે સમ્બન્ધ બાંધવા માંગે છે. આ સોલ્યુશન બાઇસીકલના ટાયરો વગેરે સાધવાના કામમા આવી શકે છે. |
| ,, ,, ૫૦ | જાડીયા પ્રાન્તની એક પેઢી | સુખડ અને તે જાતનાં બીજાં તેલ ખરીદનારાઓની સાથે ઓળખાણ કરવા ઇચ્છા ધરાવે છે |
| ,, ,, ૫૨ | સ્વીટઝરલેન્ડની એક પેઢી. | ચામડાં, બૂટ, ઘડીયાળ, ઝવેરાત, કાપડ, સ્પાચાકામ વગેરે સ્વિટઝરલેન્ડની બનાવટની વસ્તુઓના નિકાશને માટે એજન્ટ થવા રાજી છે. |
| ,, ,, ૫૩ | સીકન્દ્રાબાદમાં એક વ્હેપારી. | થાઇમોલ અને અજમાના તેલના ખરીદનાર વ્હેપારીઓ સાથે પત્ર વ્યવહારની ઇચ્છા ધરાવે છે. |
| ,, ,, ૫૪ | સ્પેનની એક પેઢી | પોતાના દારૂને માટે સ્પેનના મીલાગા ગામની એક પેઢીને અહિં એજન્ટો જોઇએ છીએ. |
| ,, ,, ૫૫ | બ્રિટિશ હોન્ડુરાસ, વાકુઅરની એક પેઢી | અમેરિકાના પશ્ચિમ કોસ્ટાથી આયાત અને નિકાશાર્થે પત્રવ્યવહાર કરવા માટે કોઇ કલકત્તાની પેઢી જોડે સમ્બન્ધ માગે છે. |

મેટેલીક શીટીંગથી બીલ્ડીંગનો ઓરડો ચાલે છે.

| ખબર મોકલનારનું નામ. | | | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | | | |
| ,, | જી | ૫૬ | કલકત્તાની એક પેઢી | હરડાના વ્હેપારીઓ ( ખરીદનાર ) જોડે સમ્બન્ધ માગે છે. |
| ,, | ,, | ૫૭ | સીઆલકોટ, ૫ જાણની એક પેઢી. | રીનોસરસ (ગેંડા) અને બાઇસનના ચામડાના વ્હેપારી જોડે સમ્બન્ધ માગે છે |
| ,, | ,, | ૫૯ | કેનેડાની એક પેઢી | રંગુનથી વ્હાઇટ બીન મ્હડાવનાર વ્હેપારીનો સમ્બન્ધ માગે છે. |
| ,, | ,, | ૬૦ | કરાંચીની એક પેઢી. | સીગરેટ, સુતરાઉ અને ગરમ કાપડ, મ્હા, તેલો, ખોરાકની વસ્તુઓ વગેરેને માટે સિન્ધ, બલુચીસ્તાન, પર્શ્યન ગલ્ફ, પંજાબ વિગેરે સ્થેળોના એજન્ટ તરીકે કામ કરીને માલ ખપાવી આપવા રાજી છે. |
| ,, | ,, | ૬૧ | બ્રાઝિલમાંના રીયો ડ જીનેરીઓની એક પેઢી. | કૅાફી વિગેરેની આયાત કરનાર સાથે કામ પાડવા આતૂર છે |
| ,, | ,, | ૬૨ | મુબાઇનો એક રેલ્વે અમલદાર. | મ્હોટા કદના બુચ લેવા માગે છે. |
| ,, | ,, | ૬૪ | લાયન્સની એક પેઢી. | પોતાની બનાવટની લેસ, કોર વગેરેને માટે એજન્ટ નીમવા ઇચ્છે છે. |
| ,, | ,, | ૬૮ | અગરતલાનો એક વ્હેપારી. | કચોલા, છાલમોગરા અને હરડાના ખરીદનારની સાથે કામ પાડવા માગે છે ત્હેની કને ૧૦૦ મણ, ૨૦૦ મણ, અને ૨૦૦ મણ એમ અનુક્રમે વેચવાને માટે છે. |
| ,, | ,, | ૬૯ | ઓસ્ટ્રેલિઆની એક પેઢી. | પોતે લેનોલીનને રીફાઇન કરનાર છે એટલે હિંદુસ્થાનમા કોઇ હોલસેલ કેમીસ્ટ અને ડ્રગીસ્ટ આ બાબતનો વ્હેપાર ખીલવવા માગતો હોય ત્હેની સાથે સમ્બન્ધને માટે આતૂર છે |
| ,, | ,, | ૭૧ | લન્ડનની એક પેઢી | હિંદુસ્તાનમા પોતાના ચાદર, પલંગપોશ, ટેબલ કલૉથ વિગેરેને માટે એજન્ટ નીમવા માગે છે. |
| ,, | ,, | ૭૨ | કેનેડા, વીનીપેગની એક પેઢી. | લાકડાનુ રક્ષણુ કરે તેવી વસ્તુઓના ખરીદનારની સાથે સમ્બન્ધ માગે છે. |
| ,, | ,, | ૭૭ | મદ્રાસની એક પેઢી | સ્વદેશી કાપડના મદ્રાસના એજન્ટ થવા ઇચ્છા ધરાવે છે |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, ,, ૮૦ | પારિસની એક પેઢી. | કોઇ શણના વ્હેપારીને પારીસમાં એજન્ટ જોઇતો હોય તો કામ કરવા ખુશી છે. |
| ,, ,, ૮૨ | અમૃતસરની એક પેઢી. | સ્વદેશી કાચની વસ્તુઓ, સીમેન્ટ, કાપડ, લ્હોઢાંના સામાન વિગેરેના એજન્ટ થવા ખુશી છે. |
| ,, ,, ૮૩ | મુઝફ્ફરપુર ( વિહાર અને ઓરીસા)ની એક પેઢી. | હજામતના બ્રશમાં વાપરી શકાય તેવા વાળ તથા છરીના હાથા બનાવી શકાય તેવી શીપોના વેચનાર સાથે સમ્બન્ધ ઇચ્છે છે. |
| ,, ,, ૮૬ | બાર્બેડોઝની એક પેઢી | ગરમ પ્રદેશમા પહેરી શકય તેવાં કાપડના બનાવનાર સાથે સમ્બન્ધ માગે છે. |
| ,, ,, ૮૯ | કલકત્તાની એક પેઢી. | શીપોના વ્હેપારી સાથે સમ્બન્ધ પાડવા માગે છે. |
| ,, ,, ૯૦ | દક્ષિણ હિંદુસ્થાન, કોકોનડાનો એક વ્હેપારી. | કલકત્તા તથા તેવાંય (બર્મા)માં ઘી અને ચોખાના ખરીદનાર સાથે સમ્બન્ધ પાડવા માગે છે |

ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેની બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ.

Registered No. B. 610.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૦ મું VOL. X. OCT. 1917. No. 4. ઑકટોબર ૧૯૧૭. અંક ૪થો.

અનુક્રમણિકા.


| વિષય | પાનું. |
|---|---|
| ૧ અધિપતિની નોંધ ... ... .. | ૧૪૬ |
| ૨. ચેમ્બરનો વિભાગ .. .. | ૧૪૮ |
| ૩ સાભાર સ્વીકાર ... .. . | ૧૫૨ |
| ૪ ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સ વિભાગ | ૧૫૫ |
| ૫ વ્હેપારી વિષયો ... ... ... | ૧૬૨ |
| (અ) સેવા .. .. .. . | ૧૬૨ |
| (બ) વ્હેપારી સમાજોની જરૂર અને તેઓએ શું કરવું જોઇએ ?. .. | ૧૬૩ |
| (ક) હિન્દની આર્થિક સ્થિતિ ... ... | ૧૬૯ |
| ૬ ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં | ૧૭૩ |
| ૭ વ્હેપારી ખબરો .. . .. | ૧૭૫ |
| ૮ વ્હેપારી બાતમીઓ અને આંકડાઓ .. | ૧૮૩ |


INDEX


| Subjects. | Page. |
|---|---|
| 1. Editor's Study... ... ... | 146 |
| 2 Chamber's Section ... ... | 148 |
| 3. Reviews ... ... ... | 152 |
| 4 Indian Industrial Conference Section ... ... ... ... | 155 |
| 5. Commercial Subjects ... ... | 162 |
| (a) Service ... ... ... | 162 |
| (b) Need of Commercial association and what they ought to do? ... ... ... | 163 |
| (c) India, her resources and her economics. ... ... | 169 |
| 6 War and Trade. Government Notifications .. ... ... | 173 |
| 7 Commercial Notes ... ... | 175 |
| 8 Commercial Intelligence and Statistics ... ... ... | 183 |

## હમે પોતે.

આ માસીકમાં બહારથી આવેલા લેખો માટે હમે જવાબદાર નથી.

આ માસીકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ત્રણ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૩—૬—૦ ત્રણ છ આના પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૪ ચાર. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

આ માસીકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦મી તારીખ પહેલાં આપવી જોઇએ. નહિતર તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

હમારા જૂના કૉન્ટ્રૅક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં હમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

## EDITOR'S STUDY.

## અધિપતિની નોંધ.

આ માસિક પ્રસિદ્ધ થયે આજ આશરે દશ વર્ષ થયાં. આ દસ વર્ષના અરસામાં તે માસિકે જનસમાજની શી શી સેવા બજાવી છે, પ્રજાના જીવનને વ્હેપારના ક્ષેત્રમાં ઉન્નત બનાવવા શા શા પ્રયાસો આદર્યા અને ત્હેમાં કેટલે અંશે વિજય મેળવ્યો, આ બધા પ્રશ્નોના ઉત્તર આપવાનું કાર્ય આ ચાદના માસિકના વાંચનારનું છે; પરંતુ જે ઉદ્દેશોને લક્ષમાં રાખીને આ માસિક પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું તે ઉદ્દેશોનો યત્કિંચિત્ ભાગ પણ જો પાર પડયો હોય તો હું પોતાને કૃતાર્થ માનું છું.

* * *

આ માસ પછી આ માસિક સાથેનો મ્હારો સમ્બન્ધ બંધ થાય છે. આ દાહેકામાં વાંચનાર આલમે મ્હારા પ્રત્યે જે મમતા બતાવી છે ત્હેને માટે આભાર પ્રદર્શિત કરૂં તો અયોગ્ય નહિં ગણાય.

* * *

યુરોપમાં ચાલતા મહા વિગ્રહને લીધે વ્હેપાર ઉદ્યોગની આલમમાં પણ અશાન્તિ પ્રસરે એ સ્વાભાવિક છે અને તે અશાન્તિને લઇને અનેક જૂના સિદ્ધાન્તો, નવાં દૃષ્ટિબિન્દુથી જોતાં ખોટા ઠરે છે, ખોટા ઠરેલા સિદ્ધાન્તો સાચા નીવડે છે વિગ્રહની સમાપ્તિ પછી બ્રિટિશ સામ્રાજ્ય વ્હેપાર સમ્બન્ધી શાં પગલાં લે છે તે ઉપર હિન્દુસ્થાનના વ્હેપાર ઉદ્યોગના ભવિષ્યનો આધાર રહેલો છે. બ્રિટિશ પ્રજા હિન્દુસ્થાનની સેવા ભૂલવાની નથી એટલે એ સમ્બન્ધે ઝાઝી ચિન્તાની જરૂર

નથી. હિન્દુસ્થાનની પ્રજામાં નવું ચેતન આવ્યું છે, હિન્દુસ્થાનના પૈસાદાર મનુષ્યોમાં નવો ઉત્સાહ વ્યાપી રહ્યો છે એટલે યુદ્ધની પૂર્ણાહૂતિ થતાં ભૂતકાળની મહત્તા–ભૂતકાળની જાહોજલાલી પાછી ધીમે ધીમે આ દેશમાં પોતાના પૂનિત પગલાં પાડે અને પરિણામે આ દેશની પ્રજા આગેવાન પાશ્ચિમાત્ય પ્રજાઓ જેવી ઉન્નતિ ભોગવતી થાય એવાં આશાજનક ચિહ્નો ક્ષિતિજમાં દ્રષ્ટિગોચર થાય છે નિરાશાવાદને હવે અહિં સ્થાન આપવું ઉચિત નથી. હવે તો આશાવાદજ જોઇયે.

* * *

અમેરિકામાં ફોર્ડ છે, રોકફેલર છે, એન્ડ્રુ કારનેગી છે. આપણા ગરીબ દેશમાં એવાઓ નથી એ ખરૂં છે પણ આપણે ત્યાં પણ તાતા છે, કરીમભાઇ ઇબ્રાહિમ છે, સાસૂન છે કે હાલની સ્થિતિ એવી શોચું નથી. સમય સાનુકૂળ છે એટલે દેશ વ્હેપાર ઉદ્યોગમાં પ્રયત્નો કરે આગળ વધે તેમજ છે. વ્હેપારોન્નતિ વિના દેશોન્નતિ અશક્ય છે એટલે પ્રત્યેક દેશપ્રેમી જને તે દિશામાં આગળ વધવાના યત્નો કરવા ઘટે છે. આ પત્ર માસિક આજ સુધી તેજ દિશામાં ગમન કરતું આવ્યું છે અને યથાશક્તિ દેશસેવાના મહા કાર્યમાં ભાગ લેતું આવ્યું છે. ભવિષ્યમાં ઉત્તરોત્તર તેજ પ્રમાણે માસિક પોતાની ફરજ બજાવતું રહે એવી આશા બાંધી વિરમું છું.

* * *

આજના અંકમાં ધી ઑરગન મેટીઝ સર્વિન કું. નો અંગ્રેજી પત્ર છાપવામાં આવ્યો છે તે પ્રત્યે હું વાચનારનું ધ્યાન ખેંચું છું.

ધી [illegible]

# CHAMBER'S SECTION.

## ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક સભા તા. ૧ લી ઑગષ્ટ ૧૯૧૭ ને બુધવારને રોજ ૨ કલાકે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરશી (ઉપપ્રમુખ).
શેઠ મોતીલાલ વલ્લભજી.
,, મોતીલાલ કાનજી.
,, રેવાશંકર જગજીવન.
,, પી. જે. બીલીમોરીઆ.
,, જેઠાભાઇ વાલજી.
,, મોરારજી વેલજી.
,, એમ. પી. માદન.
,, એસ. ઇ. વાર્ડન.

સભાનું પ્રમુખસ્થાન પ્રમુખની ગેરહાજરીમાં ઉપપ્રમુખે લીધું હતું.

(૧) આગલી સભાની મીનીટો જે સભાસદોમા ફેરવવામા આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

(૨) હિન્દુસ્થાન અને રશિયા વચ્ચેના વ્હેપારની ખીલવણી માટે રશિયા ખાતે જે ડેપ્યુટેશન ગયું હતુ ત્હેના તરફથી તૈયાર થયેલો રીપોર્ટ આ કમિટી ઉપર મોકલવામાં આવ્યો હતો તથા ત્હેમાં જણાવેલી સૂચનાઓ ઉપર કમિટીનો મત માગવામા આવ્યો હતો. આ બાબત ઉપર વિચાર ચલાવવાને નીચે લખેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવામાં આવી હતી:—

પ્રમુખ.
ઉપપ્રમુખ.
શેઠ એસ. ઇ. વૉર્ડન.
ઑન. શેઠ ચુનીલાલ વિ. મ્હેતા.
શેઠ મોતીલાલ વલ્લભજી.

(૩) ઇન્ડીયન રેલ્વે કૉન્ફરન્સ એસોસીએશનના સેક્રેટરીનો પત્ર આવ્યો હતો કે પુના ખાતે ગુડઝ કલાસીફીકેશન કમીટીની એક સભા મળનાર છે, તે પ્રસંગને માટે વિચાર કરવા માટે આ ચેમ્બર પાસેથી સૂચનાઓ મંગાવી હતી. તે બાબતમાં ચેમ્બરના સઘળા સભાસદોમાં એક સરક્યુલર ફેરવવામાં આવ્યો હતો અને આ બાબતમા સભાસદો તરફથી સૂચના મંગાવવામાં આવી હતી. આવી જાતની કેટલીક સૂચના આવી હતી જે ઇન્ડીયન રેલ્વે કૉન્ફરન્સ એસોસીએશનના સેક્રેટરી ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

(૪) મુંબાઇ ટેલીફોન કું પોતાના ગ્રાહકોના ટેલીફોનો એક જગ્યાએથી બીજી જગ્યાએ બદલી આપવાની પણ ના પાડે છે, તે બાબતમાં કમિટી તરફથી તેઓ પાસે કેટલોક ખૂલાસો માગવામાં આવ્યો હતો જેના જવાબમાં તેઓએ જણાવ્યું હતું કે તે ફરીયાદ હવે હસ્તી ધરાવતી નથી.

(૫) કેમ્પની સૂપારણા માટે ના. સરકાર તરફથી પૂછાવવામાં આવ્યું હતું કે તે સબંધ-

મેટેલીક શીલીંગથી બીલીંગનો ઓરડો ચેખો છે.

ન્ધમાં કાંઈ પણ કાયદાના પગલાંની જરૂર છે કે કેમ ? ત્હેના જવાબમાં એમ લખવાનો ઠરાવ થયો હતો કે, કમીટીના મત મૂજબ આવી જાતના પગલાં લેવાની કાંઇ પણ જરૂર નથી.

(૬) ના. હિન્દિ સરકારના આંકડા ખાતાં તરફથી દર મહિને પ્રકટ થતાં આંકડાના પુસ્તકોમાંથી કેટલીક બાબતો કાઢી નાખવાની (લ્હડાઇના હિંગામને લીધે) ખબર આપવામાં આવી હતી. આવી જાતની ખબરો બ્રિટિશ બૉર્ડ ઓફ ટ્રેડ તરફથી પ્રકટ થતાં પુસ્તકોમાંથી પણ કહાડી નાખવામાં આવી છે તે માટે કમીટીને કાંઇ વાંધો લાગ્યો ન હતો અને તે પત્રની નોંધ લેવામાં આવી હતી.

(૭) મિસિસ બિસેન્ટને તથા ત્હેમના બે સાથીઓને નજરકેદ રાખવા બાબત તથા સ્વરાજ બાબતમાં લૉર્ડ પેન્ટલેન્ડના ભાષણ બાબત પ્રોટેસ્ટ કરવા માટે મી. ડબલ્યુ. ટી. હાલાઇએ કમીટીને સૂચના કરી હતી. જેના સમ્બન્ધમાં ચેમ્બરના સોલીસીટરોનો મત લેવાનું ઠર્યું હતું કે આવી જાતની રાજદ્વારી બાબતો ઉપર કમીટી વિચાર ચલાવી શકે કે નહિ ?

(૮) મેશર્સ વૉલેસ ફલાવર મીલ કું. તરફથી પત્ર આવ્યો હતો કે વ્હારફેજના નિયમોને લીધે ત્હેમને કેટલીક અગવડ પડે છે અને મૂખ્યત્વે કરીને એમ સૂચવવામાં આવ્યું હતું કે જે બાબતમાં અમૂક માલ સમ્બન્ધી બે પાર્ટીઓ વચ્ચે વાંધો પડે તો વ્હારફેજની મુદ્દતમાં એક દિવસનો વધારો કરવો તેઓને એમ લખી જણાવવાનું ઠર્યું હતું કે આ સવાલ વ્હેપારી વ્હેપારી વચ્ચેનોજ હતો અને નહિં કે રેલવે તથા વ્હેપારી વચ્ચેનો, અને કે તેથી કમિટી દિલગીર છે કે તેઓ વચમાં પડવાનું દુરૂસ્ત ધારતી નથી. વધુમાં એમ જણાવવામાં આવ્યું હતું કે જો તેઓના પત્રમાં નહિં જણાવેલી કાંઇ પણ ઉપયોગી બાબત રહી ગઇ હોય તો આ કમિટી આગળ ફરીથી લાવવાથી તેઓ તે બાબત ફરી વિચાર ચલાવશે.

(૯) મેસર્સ જે. એન. સીંગ કું. તરફથી એક પત્ર આવ્યો હતો જેમાં "લ્હડાઇ પછીના વ્હેપાર" બાબત બંગાળ ચેમ્બર ઑફ કૉમર્સે કરેલાં રેપ્રેઝેન્ટેશન તરફ કમિટીનું ધ્યાન ખેંચ્યું હતું. અને જણાવ્યું હતું કે કાગળની આયાત ઉપર જે ૨૦% ની જકાત નાખવાની બંગાળ ચેમ્બરે સૂચના કરી હતી તે બાબતમાં આ ચેમ્બરની કમિટીએ પણ લખવું. અને એમ સૂચના કરવી કે આવી જાતની જકાત નાખવી હોય તો તે સારા માલ ઉપર નાખવી, હલકા ઉપર નહિં. આ પત્ર ઉપર વિચાર કરતાં એમ લખવાનો ઠરાવ થયો હતો કે કમિટીએ આ બાબતમાં પોતાનો મત આપી દીધો હતો અને કે ત્હેમાં જણાવ્યા પ્રમાણે આયાત તથા જકાતના ધોરણોની વિગતોમાં તે ઉતરવા માગતી નથી, કારણ કે ત્હેમના મત મૂજબ સૌથી અગત્યનો સવાલ તો એ છે કે આવી જાતનું ધોરણ નક્કી કરવાની સત્તા હિન્દુસ્થાનનેજ હોવી જોઇએ.

(૧૦) નવા સભાસદો:—

નીચે લખેલા ગૃહસ્થોની આ ચેમ્બરમાં સભાસદ થવાની અરજીઓ આવી હતી ત્હેના સમ્બન્ધમાં બેલટ બૉક્સ ખુલ્લી રાખવાના દિવસો સોમવાર તા. ૧૩ મી ઑગષ્ટ, ૧૯૧૭ ના રોજથી સોમવાર તા ૨૦ મી ઑગષ્ટ, ૧૯૧૭ ઠેરવવામાં આવ્યા હતા. સ્કુટીનીઅર તરીકે શેઠ એમ. પી. માદનને નીમવામાં આવ્યા હતા:—

૧. શેઠ એમ. સૂબેદાર.
૨. ,, માણેકલાલ મણીલાલ પરિખ.
૩. ,, ઇસમાયેલ એ. એમ. મુસા.
૪. ,, જમનાદાસ વસનજી મનજી.
૫. ,, ગોરધનદાસ ભીમજી.
૬. મેસર્સ દોલતરામ કાશિરામની કું.

(૧૧) શેઠ ગોપાળજી વાલજી સુન્દરજીના અકાળ મૃત્યુ માટે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો તથા ત્હેમના કુટુમ્બ ઉપર દિલાસા-પત્ર મોકલવાનો ઠરાવ થયો હતો.

(૧૨) એન્ટી ટયુબરક્યુલોસીસ લીગ તરફથી મદદની માગણી કરવામા આવી હતી જે માટે દિલગીરી સાથે ના પાડવામાં આવી હતી.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઈન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા તા ૧૫-૮-૧૯૧૭ ને બુધવારને રોજ ન્હાકે ૨ કલાકે (મું. ટા) મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા —

૧. સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરશી (ઉપપ્રમુખ)
૨. ઑન. શેઠ મનમોહનદાસ રામજી.
૩. શેઠ જેઠાભાઇ વાલજી
૪. ,, જગન્નાથજી.
૫. ,, પી જે. બીલ્લીમોરીઆ.
૬. ,, દેવીદાસ માધવજી ઠાકરશી.
૭ ,, સોરાબજી એદલજી વાર્ડન

પ્રમુખની ગેરહાજરીમા ઉપપ્રમુખે પ્રમુખસ્થાન લીધુ હતું

(૧) શેઠ ડબલ્યુ ટી હાલાઇનો એક પત્ર આવ્યો હતો જેમા મિસિસ બેઝાન્ટને નજરકેદ રાખવા બાબત તથા બીજા કેટલાક સવાલો બાબત આ ચેમ્બરની કમિટીએ કાંઇક પગલા લેવા એવી સૂચના કરવામાં આવી હતી તે પત્ર ઉપર ચેમ્બરના સોલીસીટરોનો મત આગલી સભાના ઠરાવ પ્રમાણે લેવામા આવ્યો હતો. સોલીસીટરોનો મત એ હતો કે શેઠ હાલાઇની સૂચનાઓ રાજ્યદ્વારી બાબતને લગતી હોઇ ચેમ્બરના નિયમ ન. ૨ જા પ્રમાણે કમિટી તે બાબત કાઇ પણ કરી શકે નહિં. આ સઘળી બાબત ઉપર વિચાર કરી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે શેઠ હાલાઇને લખી જણાવવું કે કમિટી દિલગીર છે કે તેઓની સૂચના કમિટી અમલમા મૂકી શકતી નથી.

(૨) 'કોલ કમિટી' બાબત યુનાઈટેડ પ્રોવિન્સીસ ચેમ્બર ઑફ કૉમર્સનો પત્ર, જેના ઉપર આગલી સભામા વિચાર કરવામા આવ્યો હતો અને જે બાબતમાં વધુ વિગત મગાવવામાં આવી હતી ત્હેના સમ્બન્ધમાં તે ચેમ્બર તરફથી જણાવવામા આવ્યું હતું કે ના. સરકાર પોતેજ કોલસાની વ્યવસ્થા બધે ઠેકાણે હાથમાં લેનાર હોવાથી તેઓને એ બાબતમા કશુ વધુ કહેવું નથી. આ પત્રની નોધ લેવામા આવી હતી

(૩) આગલી સભામા રજૂ થયેલા શેઠ ડબલ્યુ. ટી. હાલાઇના કાચ ઉપરના રેલ્વેના નૂર બાબતના પત્રના સબંધમા તેઓની પાસે વધુ હકીકત મગાવવામા આવી હતી જેના જવાબમા તેઓએ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના મેનેજર સાથે ચલાવેલા પત્રવ્યવહારની નકલ મોકલાવી હતી. આ બાબત ઉપર વિચાર કરતા એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે તેઓને પૂછાવી લેવુ કે છૂટક કાચ મોકલવાનો તથા આખાં વેગનોમાં મોકલવાનો દર કેટલો છે તથા દર વર્ષે કેટલો માલ અત્રેથી વડોદરે જાય છે

૪) કમિટિના ધ્યાન ઉપર એક સભાસદ તરફથી લાવવામા આવ્યુ હતુ કે મોટરને લગતી બધી ચીજો (ટાયર સિવાય) વ્હેપારીઓ માટે આયાત થવા દેવાની પ્રાયોરીટી કમીટી તથા મ્યુનીશન્સ બૉર્ડ બલામણ કરી શકતા નથી.

---

એના સમ્બન્ધમાં એમ લખવાનો ઠરાવ થયો હતો કે મોટરને લગતી ચીજો જે આ દેશમાં બનાવી શકાતી નથી ત્હેની આયાત અમૂક પ્રમાણમાં વ્હેપારીઓ માટે પણ થવા દેવી.

૫) નિકાશને માટેની કેટલીક ચીજોમાં થતી ભેળસેળ તરફ ના. સરકારે આ કમિટિનું ધ્યાન ખેંચ્યું હતું તથા ત્હેમનો મત મંગાવ્યો હતો તે બાબતના કાગળીયાં સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો

૬) મુંબાઇ પ્રાન્તને માટે 'રીક્રુટીંગ બૉર્ડ' નિમાયાની ખબર ના. મુંબાઇ સરકારે આપી હતી જેની નોંધ લેવામાં આવી હતી.

૭) ઑન. રા. બ. એન. ટી. વૈદ્ય જેઓ ગૂજરી ગયા છે ત્હેમનું નામ ચેમ્બરના સભાસદોમાંથી કમી કરવાનો ઠરાવ થયો હતો.

૮) મેશર્સ તાહેર એન્ડ કું. ની આ ચેમ્બરમાં સભાસદ થવાની અરજી આવી હતી. ત્હેમના સમ્બન્ધમાં બેલ્ટ બૉકસ ખૂલ્લી રાખવાના દિવસો તા. ૨૫ મી ઑગષ્ટ, ૧૯૧૭ થી તા. ૧ લી સપટેમ્બર, ૧૯૧૭ સુધી ઠેરવવામાં આવ્યા હતા સ્ક્રુટીનીઅર તરીકે શેઠ એમ. પી. માદનને નીમવામાં આવ્યા હતા.

તે બાદ સભા બરખાસ્ત થઇ હતી.

## પુસ્તકો તથા ચોપાનીયાં.

નીચલાં પૂસ્તકો તથા ચોપાનીયાં ચેમ્બરને ના. સરકાર તરફથી અને—અન્ય સંસ્થાઓ તરફથી ઑગષ્ટ તથા સપટેમ્બર માસમાં મળેલાં છે:—

ના. સરકાર તરફથી મળેલાં પૂસ્તકો:-

1. Land Revenue Administration Report, Part I of the Bombay Presidency including Sindh for the year 1915-1916.

2. Land Revenue Administration Report, Part II of the Bombay Presidency including Sindh for the year 1915-1916.

3. Report of the Working of the David Sasoon Industrial and Reformatory Institution for the year 1916-1917.

4. Annual Report of the Lunatic Asylums for the year 1916.

5. Annual Statement of the Sea borne Trade of British India with the British Empire and Foreign countries for the fiscal year ending 31st March, 1916. Vol. II.

6. Memories of the geological Survey of India. Vol. XIV Part I.

અન્ય પુસ્તકો.

1. The Chemistry of Commerce.

2 Trade products of British India

3. Fair of Lyons 1917.

4. Report of the Bombay Mill Owners' Association for the year 1916.

ધી ખોમ્બે ટાઇલ માટે ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

REVIEWS.

# સાભાર સ્વીકાર.

(રિવ્યુઅર—J. L. D. B.)

## જંગે યુરોપ અથવા કયસરના મોતનો ઘંટ.

તૈયાર કરનારઃ—
શંકરલાલ મણીશંકર ગોવિંદજી બી. એ.
કિં. ૦-૨-૦

આધુનિક લઢાઇનાં જે સાહિત્યો છપાયા છે અને તેમાથી લઢાઇને લગતાં કારણોનો સારાસાર કાઢી આપણે જે અનુમાન કલ્પી શકીએ તેવાં અનુમાનો ઉપરથી નાટયના સ્વરૂપમાં સંવાદ દેખાડનારી આ ૩૫ પાનાની ચોપડી છે. ઑસ્ટ્રીયાના યૂવરાજ અને યૂવરાજ્ઞીનુ ખુન થયું તેના સમાચાર મંત્રી રાજાને આપીને કહે છે અને લઢાઇની શરૂઆત થાય છે ત્યારથી જર્મનીએ લીજનો કિલ્લો સર કીધો અને ત્યા દાખલ થઇ જર્મન સિપાહીઓ મોજ મારે છે ત્યા સુધીનું વર્ણન આ ચોપડીમાં આપેલું જણાય છે.

## રીસ્તિતાન.

લખનાર.—મ. એ. શેહરિયારજી દાદાભાઈ ભરૂચા.

પ્રકાશક—હોસંગ તેહમુરસ અંકલેસરીઆ.

કિંમત રૂ. ૫.

આ ચોપડી 'ગુલીસ્તાન' કે 'બોસ્તાન' ના જેમ કવિતા નથી, અથવા અફધાનિસ્તાન કે હિંદુસ્તાનના જેમ સ્થાળ વર્ણન કરનારી નથી. પરંતુ મૃત્યુ પામેલા જરથોસ્તીઓની ક્રિયાનું વર્ણન કરનારી ચોપડી છે. જે તેવી બાબતોમાં સાહિત્યનો પ્રચાર કરનારી "રાહનુમાએ માજદયસનાન સભા" ના હુકમથી પ્રકાશકે છાપી પ્રકટ કીધી છે. મરહુમ એરવદ શેહરિયારજી જેઓએ આ ચોપડીનો મૂળ વિષય લખ્યો હતો તેઓ જરથોસ્તી ધર્મના અભ્યાસી હતા, તેઓએ ઘણાં પુસ્તકો છાપીને પ્રકટ કીધાં હતા અને તેઓએ આ વિષય ઘણી મેહનતે તૈયાર કીધો હતો જે હમણા પ્રસિદ્ધ થયો છે, તે પારસીઓ માટે એક અમૂલ્ય ખજાનો એકાએક ખૂલ્લો કરે છે આ વિષય પારસીઓના ધર્મ સંબંધી હોવાથી તેને અમે કિંચિત્ પણ ઈન્સાફ ન આપી શકીયે એ સંભવિત છે અને એટલા માટે અમે અન્ય પારસી પત્રો આ પૂસ્તક માટે શું કહે છે તે જણાવી અટકીશુ.—

જામે જમશેદઃ—પોતાના ખાસ અગ્રલેખમા આ ચોપડીની સમાલોચના લેતા કહે છે કે લેખકે કોઇ પણ રીતે પોતાના વિચારો દર્શાવવા વગર બે બાજુ સરખી રીતે વાચક રજુ મૂકી દીધી છે અને સારાસારનો વિચાર કરવો એ સુજ્ઞ વાચક ઉપર જ છોડયો છે. આથી વધુ નમુનેદાર પુસ્તક બીજું કયું હોઇ શકે? કયસરેહિન્દ; પ્રજામિત્ર અને પારસી; વગેરે પત્રોએ પણ આ પુસ્વકની તારીફ કરવામાં કશુંએ બાકી રાખ્યું નથી. અને સાંજ વર્તમાને અગ્રલેખદ્વારા તેમજ પુસ્તક પરિક્ષાના લખાણદ્વારા એમ બે વખતે આ ચોપડી માટે પોતાની ઘણી જગ્યા રોકી છે જે દેખાડી આપે છે કે પુસ્તક પારસીઓને માટે અત્યંત મહત્વનું છે

રૉયલ સાઇઝનું ૫૦૦ પાનાનું દળદાર પૂસ્તક તેના મૂળ લેખકની છબી સાથે પ્રકટ કરવામા આવ્યું છે જેનું પુઠુ ખાસ ધ્યાન ખેંચે

છે. ચોપડીની બે તરફ નામ સોનેરી અક્ષરે છાપવામાં આવ્યું છે અને વચ્ચોવચ્ચ અર્થ-સૂચક ચિત્ર સોનેરી રંગમાં આપવામાં આવ્યું છે. આ પુસ્તકના પ્રકાશકે પોતાનાં સ્વર્ગસ્થ પત્નીને આ પૂસ્તક અર્પણ કર્યું છે અને તે યાદગીરી કાયમ રાખવા ખાતર તેઓએ આ પૂસ્તક છાપવાનું સાહસ ઉઠાવી ચોપડીની ચીજો મેળવવા જે મેહનત કરી છે, અને વળી પૈસો ખર્ચ્યો છે તે તરફ જોતાં અમને આશા છે કે પારસીઓના મોટા ભાગ તરફથી તેના કાર્યની પૂર્ણ કદર જો થશે તો પ્રકાશક પોતાને કૃતકૃત્ય જ લેખશે.

---

WITHERED MEMORIES.
by Brijmohan Lal

---

## વિધર્ડ મેમરીઝ.

---

લખનાર :—બ્રીજમોહનલાલ

---

પ્રકાશક :—મી હોસંગ તેહમુરસ્પ અંકલેસરીઆ.

---

કિં. ૧–૦–૦.

---

હૈદ્રાબાદ દખ્ખનમાથી સ્કૉલરશીપ મેળવી અત્રેની ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં ડૉકટરીને લગતો અભ્યાસ કરનાર હસમુખા લેખક રા. રા. બ્રીજમોહનલાલે ગ્રાન્ટ મેડીકલ કૉલેજનાં ચોપાનિયામાં રમુજી લેખો લખનાર તરીકે નામના મેળવી છે. ડીસેસકસન રૂમમાં મુડદાંઓને ચિરવામાં આવે, મનુષ્યના શરીરના ભાગો છુટા કરી તેને ચુંથવામાં આવે, હૉસ્પીટલમા આવનાર અનેકાનેક વ્યક્તિઓને તપાસી તેના રોગની પરિક્ષા કરવામાં જ્યાં વિદ્યાર્થિઓ મશગુલ રહે, ત્યાં રમુજ કેવી રીતે ઉપજાવી શકાય? પરંતુ આવી પ્રણાલીકામાં પણ લેખકે રમુજ અને તેનું હાસ્યસ્વરૂપ આકર્ષક રીતે દર્શાવ્યું છે અને આ નાનું પુસ્તક તેવી રમુજોથી ભરપૂર છે. મીસીસ સરોજીની નૈડુએ આ પુસ્તકનો પરિચય કરાવ્યો છે અને તેમ કરતાં તેઓ તેની એક લીટીમાં લખે છે કે :—

"આમાં છપાયેલા નિબંધોના ગુણો પ્રતિ "દૃષ્ટિપાત કરતાં મને જણાય છે કે તેને જો "સમયના વહેવા સાથે બરોબર પોષણ મળે "તો કર્તાને પુરૂષ તરીકે નહિંજ પણ એક "વૈદકશાસ્ત્રી તરીકે, એક વસ્તુ પરિપૂર્ણ તપા-"સવાની શક્તિ, વ્યક્તિ તરફની હૃદયભરી 'લાગણી, ભાવના અને લાગણી પારખવાનું "સ્વરૂપ સ્ત્રી અને મરદમા આવતી આશા "અને નિરાશા, નિર્દોશ રીતિની રમુજ અને "એકાએક ઉપજતો એવો કરૂણારસ, કંઈક "ભાવે દિલગીર અને કંઈક ભાગે સ્મિત એવા "દર્શનોનું પ્રથક્કરણ કરી તેને કેન્દ્રભાવમાં 'ઉતારી તેની કલ્પના બાંધી દુ:ખદ વ્યકિતને "શાન્તિ આપવી એ ખરા વૈદકશાસ્ત્રીનું કાર્ય "છે." છાપવામા આવેલા નિબંધો વાંચતાં આ અક્ષરશઃ ખરૂ લાગે છે અને તે જોતા આ પુસ્તક વૈદક જ્ઞાન મેળવનારા યુવકો માટે જેટલું વાચવા લાયક છે તેટલુંજ દરેક વ્યકિત માટે વાંચવા લાયક છે એમ અમો માનિયે છીએ.

---

## અનંગ વિષ.

---

લેખકઃ—ભાનુ.
પ્રકાશકઃ—મેસર્સ શુકલ બ્રધર્સ.

---

મૂલ્ય રૂ ૨).

---

આ પૂસ્તક લગભગ ૩૦૦ પાનાનું છે. સોનેરી અક્ષરનું પૂઠું અને અંદર છાપવામાં આવેલાં અર્ધો ડઝન ચિત્રો સાથે પ્રકાશકને આ પુસ્તક આવા સમયમાં બે રૂપિયે પણ વેચવું કેમ ફાવે છે એજ અમને વિસ્મયતા પુગાડે છે.

પુસ્તકમાં એક વાર્તા છે અને તે નિયોગ કરવો વ્યાજબી છે કે કેમ અને વિધવા વિવાહ સશાસ્ત્ર છે કે નહિં તેની દલીલો કરનારી શ્રૃંગાર (જે કોઇ કોઇ અમર્યાદ થતો જણાય છે તે) થી ભરપૂર છે. દુનિયામાં આપણી સમક્ષ જે બનાવો રોજ બને છે તેવાં ઘણાં ચિત્રો તેમાં આપવામાં આવ્યાં છે અને ભાષા સારી છે. ચોપડીમાં સમાયેલી ઉત્તમતાનો વિચાર કરીએ તો તેની ભાષા, તેની બેઠક (getup) અને ચિત્રોની સુંદર છપામણી એટલા ખસુસ ધ્યાન ખેંચે છે. લેખકે પુસ્તકમાં ઠેકઠેકાણે ગાનતાનનો ભાવ જણાવ્યો છે અને તે ઉપરથી અમે એમ માનીએ છીએ કે પડદા પાછળ રહેનાર આ ચોપડીના લેખકને ગાવાનો અને તાનમાં મશગુલ બનવાનો ભારે શોખ હશે, અને તેમ નહિં તો તેવી વસ્તુની પરિક્ષા કરવા પ્રતિ વધુ આકર્ષક થતા હશે.

---

## જ્ઞાનવર્ધક અને માસિક મિત્ર.

### પતેતીનો ખાસ અંક.

—:o:—

પતેતીના ખાસ અંક તરીકે ૨૦૦ પાનાની ચોપડી આ માસિક તરફથી પ્રકટ કરવામાં આવી છે. કાગળોના દુષ્કાળને લીધે હલકી જાતના કાગળો વાપરવામાં આવેલા હોવાથી અને અંદરના ભાગમાં ઠેરઠેર જાહેર ખબરો છાપવામાં આવેલી હોવાથી ચોપડીએ પોતાનું અર્ધું સ્વરૂપ બગાડયું છે. પણ એકંદરે આવડો મોટો પોથો બહાર પાડીને પ્રસિદ્ધ કર્તાએ વાંચનારી આલમ ઉપર ઉપકાર કર્યો છે એ નિઃસંશય છે.

## આદર્શ ગૃહસ્થ.

### અને

### જાપાની જાસુસ.



લેખકો—રા. રા. શ્રી એ. એમ એમ ભટ્ટ અને મ. હ. મહેતા.
પ્રકાશકઃ-સસ્તી વાર્તામાળા—અમદાવાદ.

કિંમત રૂ. ૧-૪-૦

---

સસ્તી વાર્તામાળાનાં ૪ થા વર્ષમાં ૭-૮-૯ પુસ્તક રૂપે આ ચોપડી પ્રકટ કરવામાં આવી છે આદર્શ ગૃહસ્થ તરીકે સાધુ પુરૂષ રૂપે નામના કાઢનાર દુર્ગાચરણ નાગનું જીવન આપવામાં આવ્યું છે, જે વાંચવા લાયક છે. દુર્ગાચરણ નાગ સ્વામી રામકૃષ્ણ પરમહંસના શિષ્ય હતા, અને તેઓએ સાધુ પુરૂષ તરીકે બંગાળમાં એટલી બધી તો વિખ્યાતિ મેળવી છે કે, સ્વામી વિવેકાનંદે તેમના માટે કહ્યું છે કેઃ—"જગતમાં હું બહુ ફર્યો પણ નાગ મહાશય જેવો સાધુ પુરૂષ મેં કોઇ ઠેકાણે જોયો નથી." આવું ચરિત્ર અવશ્ય વાંચવા અને મનન કરવા જોગ હોઇ શકે તે કંઇ કોઈ ના પાડી શકશે ?

***

ત્યારબાદ "જાપાની જાસુસ" ની જે વાત તેજ પુસ્તકમાં પ્રકટ થઇ છે તે પણ જાપાનીઝ ભાષામાંથી તરજુમા રૂપે બંગાળીમાં પ્રકટ થનાર "જાપાની ગોયેન્દા" નામના પુસ્તક ઉપરથી આ વાર્તા લખવામાં આવી છે. જાપાનીસ ડીટેકટીવનું વર્ણન આ વાર્તામાં અચ્છી રીતિએ આપવામાં આવ્યું છે.

# INDIAN INDUSTRIAL CONFERENCE SECTION.

# ઈન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સ વિભાગ.

THE CONSTITUTION FOR THE INDIAN INDUSTRIAL CONFERENCE.

---:o:---

### Name.

1. The name of Society of Association is the Indian Industrial Conference.

### Aims and Objects.

2. The objects of the Indian Industrial Conference are the promotion and development of agriculture, manufactures and trade of India on sound lines.

(a) By holding conferences and meetings.

(b) By issuing books, papers, pamphlets or leaflets.

(c) By arranging, whenever possible, for exhibitions, demonstrations experiments etc.

(d) By encouraging the study of technology.

(e) By making representations to Government and to the Rulers of Indian states on all matters pertaining to or bearing on agriculture, manufactures and trade.

### Composition of the Conference.

3. The Industrial Conference organisation shall consist of:—

(1) The General Assembly.

(2) The Standing Committee of management or the Governing Body.

(3) The Provincial Committees.

(4) The District, Sub-District and local Committees.

(5) Affiliated Associations.

(6) Recognised Associations.

### General Assembly.

4. The General Assembly shall consist of:—

(a) Life members.

(b) Ordinary members.

and shall be the chief controlling authority of the Conference organisation.

## Governing Body.

5. The Governing Body shall be its Executive Committee holding such powers and exercising such functions as are assigned to it by these Regulations and the Bye-laws thereunder or by Regulations of the General Assembly or the Conference.

The Governing Body shall consist of not less than 25 nor more than 30 members selected in this wise.

(1) The President, who presided over the last previous Conference.

(2) Secretaries ex-officio.

(3) Five out of the ex-Presidents elected by them.

(4) Two out of their body by Life Members.

(5) Three out of their body by Patrons.

(6) Ten representatives of the Ordinary Members.

The Governing Body shall be appointed at the Section of the Conference and shall hold office during the year following, provided that if for any reason, the Conference is not held in any year or no appointment of the Governing Body takes place, the Governing Body in office shall continue to hold the office till the next election.

## General Assembly and Classes of Members.

6. The General Assembly shall consist of:—

(*a*) Patrons.

(*b*) Life Members.

(*c*) Ordinary Members

*Patrons*:—Those who pay or have already paid Rs. 2,000 and above.

*Life Members*:—(*a*) Those who pay or have already paid total donations to the Conference up to Rs. 500 or upwards.

(*b*) Those who have made or hereafter make any single donation of Rs. 250 or upwards.

*Ordinary Members* are those who pay a yearly subscription or donation which is not less than Rs. 5 and does not exceed Rs. 500.

The following gentlemen shall be the first members.—

PATRONS.

LIFE MEMBERS.

ORDINARY MEMBERS.

## Provincial, District and Local Committees and their duties.

7. Provincial Committees will consist of persons who accept the

aims, objects and methods of the Conference and give the subscription, as the Provincial Committees may determine from time to time.

District, Sub-District and Local Committees, will be formed on the same lines as the Provincial Committee to which they will be affiliated.

The Provincial Committees and the District Committees will be the Agents of the Indian Industrial Conference for their respective provinces, districts etc., and it will be their duty to organise activity for industrial development within their jurisdiction.

## Rights of affiliated and recognised Associations.

8. Affiliated and Recognised Associations will have the right of electing and sending delegates to the Conference.

## Sessions of the Conference.

9. There shall ordinary be a Session of the Conference held every year about the time and at the place that the Indian National Congress is held. But a Special Session may be called by the governing body for any very special reason at such time and place as it may fix.

The Conference shall consist of:—

(1) The members of the General Assembly.

(2) The Governing Body.

## Privileges of delegates.

(3) Delegates elected by the Provincial, District, Sub-District and local committees, Affiliated and Recognized Associations.

And it will be only those persons, who will have the right to take part in the deliberations of the Conference and move, second and support propositions or amendments thereon and to vote on the same, provided that the Conference or its executive authorities may call upon any person, whose views, opinions or advice may be sought by them, to address the Conference on any subject and to take part in its deliberations thereon.

## Delegate's Fees.

10. Every delegate to the Conference shall pay a fee not less than Rs. 2, as may be settled by the Governing Body from time to time.

Half of the fee realised from delegates shall be handed over to the Honorary Secretaries of the Conference.

## Presentation of Annual Report.

11. The Honorary Secretaries (ex-officio) shall present an Annual

Report on the working of the Conference with audited statement of accounts

## Resolutions of the Conference.

12. The Resolutions passed at the Conference shall be binding on all the component parts of the Conference organisation, provided that resolutions, which propose expenditure shall be in the form of recommendations to tre governing body.

## Provincial Conference Committees.

13. The Provincial Industrial Conference Committees shall be organised at the Capitals of the several Provinces for the purpose of carrying on the work of the Conference This they shall do by forming District Committees, holding Provincial Industrial Conference and such othrr means as they deem proper

## Duties of the Reception Committee.

14 The work of holding annual Sessions of the Conference and the expenditure in connection therewith shall be performed by the Reception Committees organised annually by the several Provinces where the Conference is to assemble

---

નામઃ—

૧ આ એસોસીએશનની સંસ્થાનુ નામ ધી ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સ છે.

ઉદ્દેશ.—

૨. ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સનો ઉદ્દેશ હિન્દુસ્થાનના ખેતીવાડી અને ઉદ્યોગોનો સુદૃઢ પાયા ઉપર ઉત્કર્ષ કરવો એ છે તે ઉદ્દેશ નીચે પ્રમાણેના પગલાથી અમલમા લાવવો

(अ) કૉન્ફરન્સો તથા સભાઓ ભરીને

(ब) પુસ્તકો, ચોપાનીયાઓ, પત્રિકાઓ વિગેરે બ્હાર પાડીને.

(क) જ્યાં જ્યા અને જે વેળા બને ત્યારે પ્રદર્શનો ભરીને તથા અખતરાઓ કરીને.

(ड). ટેકનૉલૉજીના અભ્યાસને ઉત્તેજન આપીને

(म) ખેતીવાડી અને ઉદ્યોગ તથા વ્હેપારને લગતા સર્વ સવાલો સમ્બન્ધી હિન્દુસ્થાનના દેશી રાજ્યો તથા ના. સરકારને રેપ્રેઝેન્ટેશનો કરીને

કૉન્ફરન્સનુ બંધારણ —

૩ ઇન્ડસ્ટ્રીઅલ કૉન્ફરન્સ નીચલા વિભાગોનુ બનશે

(૧) જનરલ એસેમ્બલી.

(૨). સ્ટેન્ડીંગ કમીટી ઑફ મેનેજમેન્ટ અથવા ગવર્નિંગ બૉડી

(૩) પ્રૉવિન્શીયલ કમીટીઓ.

(૪). ડીસ્ટ્રીક્ટ, સબ-ડીસ્ટ્રીક્ટ અને લોકલ કમીટીઓ

(૫) એફીલીયેટેડ એસોસીએશનો.

(૬). રેકગનાઇઝડ એસોસીએશનો

જનરલ એસેમ્બલી —

૪ જનરલ એસેમ્બલી નીચલા વિભાગોની બનશે —

# ડૉ. ભાઉદાજીવાળો એશિયાટિક બામ

# લૉર્ડ કીચનરના ઉત્તમ શબ્દો.

"પૂર્ણ તૈયારી કરો સવ ખાતામાં સર્વ વહિવટમાં કરકસર કરો" આ ઉત્તમ શબ્દો. આ શત્રુને ત્રાસકારક શબ્દો, તે **મહાવીર-મહા-પુરૂષ-સેનાપતિ** લૉર્ડ કિચનરના મુખમાંથી તા ૪ થી **આગસ્ટ સન ૧૯૧૪** ના રોજ જાહેર કરતા અને ઝટપટ નીકળવા જે સર્વ લોકોએ સ્વિકાર્યા તેજ પ્રમાણે પોતાના તથા પોતાના વહાલાંઓની જીંદગી સુખી કરવા સારૂ આવેલ દુ:ખ દુર કરવા કરકસર કરીને પૂર્ણ તૈયારી કરી રાખવી એ હમેશા સારૂ છે. આપણા જગપ્રસિદ્ધ ડાકટર ભાઉ દાજીની અનુભવથી સિદ્ધ થએલી દૈવી **અસરકારક દવા એશીઆટિક બામ** પાસે રાખવાથી દુ:ખ દુર કરી શકાશે

વાયુ, શર્દી, ઘા, દુ:ખ, વગેરેથી ઉત્પન્ન થતા અનેક રોગોપર **આ અચૂક રામબાણ** દવા છે ખરીદતી વખતે પૅકીંગ પર **અસલ છાપ રજીસ્ટર્ડ**ની સીલ તથા આગળ બાજુપર ડા. ભાઉ દાજીનો ફોટાવાળો એશિયાટિક બામ તપાસીને લેજો આ દવા બે સાઈઝમાં સર્વ ઠેકાણે વેચાતી મળે છે

**તાબડતોબ આજને આજ મગાવો**

---

# વનૌષધી સાર્સાપરેલા.

આ સાર્સાપરેલા સેવન કર્યાથી ઉપદંશજન્ય, ગરમીના રોગો તથા રસાયણી સેવન કરવાથી શરીર ઉપર થનારા ભયંકર વીકારો (લોહીનું બગડી જવું) તથા ધાતુના વીકારોને નાબુદ કરીને લોહીને સુધારે છે અને ચામડી ઉપર થતા અનેક પ્રકારના રોગોને મટાડે છે

વળી આ સાર્સાપરીલા ગમે તે માણસે લીધો હોય તો લોહીનો સુધારો કરીને કૌવત આપે છે તથા રોગ-પ્રતિકાર શકિત વધારે છે. બાટલી એકની કીમત રૂ. ૧

## મહા કુષ્ટ તથા સફેદ કોઢ ઉપર

### બે અતિ ઉત્તમ ગુણદાયક ઔષધી.

**ભારત મધુવલ્લી** કીમત રૂ. ૧ } આ દવા પેટમાં લીધાથી અને તેલ ઉપર લગાડવાથી નીચે
**નાગવલી તેલ** ,, રૂ. ૨ } લખેલા વિકારો ખાત્રીથી સારા થાય છે. અઢાર પ્રકારના કુષ્ટ રોગ, જેવા કે શરીરની ત્વચા ઉપર સફેદ, લાલ, કાળા, જાંબુ રંગના ડાઘ તથા સુનબહેરી ઇત્યાદિ દરદો ઉપલી દવા લીધાથી ખાત્રીથી સારાં થાય છે, તેમજ લોહીનો સુધારો થઇ કાંતિને વધારે છે.

**ડૉ૦ ધાકજી ભાણજી સાવંત**

**ફણસવાડી,—મુંબઇ.**

(અ). લાઈફ મેમ્બરો.

(બ). ઓરડીનરી મેમ્બરો.

કૉન્ફરન્સ ઉપર તેમની મૂળ સત્તા ચાલશે.

ગવર્નિંગ બૉડી:—

૫. કાન્ફરન્સ અથવા જનરલ એસેમ્બ્લીના ઠરાવો તેમજ રેગ્યુલેશનો તથા બાઈ લૉઝથી ઠેરવેલી સત્તાનો ઉપયોગ કરી શકનાર ગવર્નિંગ બૉડી તેની એકસીક્યુટીવ કમીટી થશે.

ગવર્નિંગ બૉડી ૨૫ થી ઓછા નહિ તેમજ ૩૦ થી વધુ નહિ તેવા નીચે પ્રમાણેની રીતે ચુંટાયેલા સભાસદોની બનશે:—

(૧). છેટલા કૉન્ફરન્સના પ્રમુખ.

(૨). સેક્રેટરીઓ. (એકસ-ઓફીશીયો)

(૩). માજી પ્રમુખોમાંથી તેમનાથી ચુંટાયેલા પાંચ સભાસદો.

(૪) લાઇફ મેમ્બરોમાંથી બે

(૫). પેટ્રન્સમાંથી ત્રણ.

(૬). ઓરડીનરી મેમ્બરોમાંથી દશ.

દરેક કૉન્ફરન્સ વખતે ગવર્નિંગ બૉડી નિમાશે અને તે એક વર્ષ સુધી કાયમ રહેશે, પણ જો કાંઇ કારણથી કૉન્ફરન્સ પછીના વર્ષમાં નહિં ભરાય અથવા ગવર્નિંગ બૉડીની ચુંટણી નહિં થાય તો બીજી ચુંટણી થાય ત્યાં સુધી તે કાયમ રહેશે

જનરલ એસેમ્બ્લી તથા તેના સભ્યોના વર્ગો·—

૬. જનરલ એસેમ્બ્લી નીચલા વર્ગની બનશે.—

(અ). પેટ્રન.

(બ). લાઇફ મેમ્બર.

(ક) ઓરડીનરી મેમ્બર.

પેટ્રન:—

રૂા. ૨૦૦૦ કે તેથી વધુ અત્યાર સુધીમા જેમણે આપ્યા હોય તે.

લાઇફ મેમ્બર·—

(અ). રૂા. ૫૦૦ કે તેથી વધુ જેમણે અત્યાર સુધીમાં કૉન્ફરન્સને આપ્યા હોય તે.

(બ) રૂા. ૨૫૦ એકજ વખતે જેમણે આપ્યા હોય અથવા આપવાના હોય તે.

ઓરડીનરી મેમ્બર:—

રૂા ૫ થી ઓછા નહિં તેમજ રૂા ૫૦૦ થી વધુ નહિ એમ જે ગૃહસ્થો વાર્ષિક લવાજમ આપતા હોય તે.

નીચલા ગૃહસ્થો પ્રથમ મેમ્બરો થશે.—

પેટ્રન.

લાઇફ મેમ્બર.

ઑરડીનરી મેમ્બર.

પ્રોવિન્શીયલ, ડીસ્ટ્રીકટ અને લોકલ કમીટી—

તેમની ફરજો.—

૭. જે ગૃહસ્થો કૉન્ફરન્સના ઉદ્દેશો માન્ય કરતા હશે અને પ્રૉવિન્શીયલ કમીટી ઠેરવે તે લવાજમ આપતા હશે તેમનાથી પ્રૉવિનશીયલ કમીટી બનશે.

ડીસ્ટ્રીકટ, સબ-ડીસ્ટ્રીકટ તથા લોકલ કમીટી પ્રોવિન્શીયલ કમીટીની દેખ ઉપરજ સ્થાપશે તથા તેમની સાથેજ 'એફીલીયેટ' થશે.

પ્રોવિન્શીયલ કમીટી તથા ડીસ્ટ્રીકટ કમીટી ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઅલ કૉન્ફરન્સના એજન્ટો રહેશે અને પોત પોતાની હદમા વ્હેપાર ઉદ્યોગની ખીલવણીને માટે પ્રયાસ આદરશે.

એફીલીયેટ તથા રેકગ્ના···

નના હક્કઃ—

૮. એફીલીયેટ ·

સોએશનોને કૉન્ફરન્સ

હક્ક રહેશે

# COMMERCIAL SUBJIETS.

# વ્હેપારી વિષયો.

## SERVICE.

## સેવા.

એક ન્હાના ગામડામા ત્રણ ન્હાના છોકરા રહેતા હતા. ખેતરમાં પાણી એકજ કૂવામાંથી લાવવું પડતું હતું. તે પાણી લાવવાનું કામ આ ત્રણ છોકરાઓને કરવું પડતું. દરેક ફેરાએ છોકરાઓ હાથમાં બબ્બે મ્હોટી ડોલ ભરીને પાણી લઈ જતા હતા. આ ડોલનો ભાર ત્હેમના શરિર જેટલોજ હતો.

જો કે આ ત્રણ છોકરાઓને સરખુજ કામ કરવું પડતું હતું તો પણ ત્રણે સરખી વયના નહોતા. એક મ્હોટો, એક એથી ન્હાનો અને એક સૌથી ન્હાનો એ પ્રમાણે હતા.

આખા દિવસના શ્રમ પછી સ્હાંઝે પાણીની ડોલ બહુજ ભારે લાગતી અને એવે વખતે બે મ્હોટા છોકરાઓ કાંઇ પણ યુકિતપ્રયુક્તિથી કામ ઓછું કરવાનો યત્ન કરતા અને પરિણામે સૌથી ન્હાના છોકરાને વધુ કામ કરવુ પડતું.

બે મ્હોટા છોકરાઓની યુક્તિ પ્રયુક્તિ સફળ થતી. તેઓ ઓછુ કામ કરતા અને નાથી ન્હાનાને પ્રમાણમા વધુ કામ કરવું પડતું. પણ જેમ જેમ બે છોકરાઓ ઓછું કામ કરવા લાગ્યા તેમ તેમ તેઓ આળસુ બનતા ગયા અને તેમ તેમ ત્હેમને પાણીની ડોલ વધુને વધુ ભારે જણાતી ગઇ.

સૌથી ન્હાનો છોકરો તે છોકરાઓ સ્હામું જોઇ રહેતો પણ કોઇ પણ દિવસ ફરીયાદ કરતો નહિં અને પેલા છોકરાઓ પોતાની ફરજ યથાર્થ રીતે બજાવતા નથી અને પોતાની પાસે સૌથી વધુ કામ કરાવે છે તે વાત પોતે જાણતોજ નથી–સ્હમજતોજ નથી એમ બતાવતો.

એક દિવસ ત્રણે જણા ડોલ લઇને જતા હતા એટલે પેલા બે મ્હોટા છોકરાઓ એટલા બધા થાકી ગયા અને એમને એટલા ચક્કર આવવા લાગ્યાં કે ન્હાના છોકરાએ એમને મદદ કરી ત્યારેજ એમનાથી ઉઠી શકાયું. તેજ વખતે તે ન્હાના છોકરાએ પેલા બે મોટા છોકરાઓને કહ્યુઃ "ત્હમે બે એમ ધારતા હતા કે ત્હમે મ્હને મૂરખો બનાવો છો પણ તેમ નહોતું. જ્યારે ત્હમે કામ કેવી રીતે નહિં કરવુ એના યત્નમાં હતા ત્યારે હું કામ કરતો તેથી દિવસે દિવસે હું મજબુત બનતો ગયો અને મ્હને દિનપ્રતિદિન તે કામ રહેલુ લાગતું ગયું. ત્હમે કામ ઓછુ કરતા ગયા તેમ આળસુ બનતા ગયા અને નબળા પડતા ગયા; અને તેથી ત્હમને તે કામ વધારે અઘરૂં લાગતું ગયું. ત્હમે મ્હને મુર્ખ બનાવવાનો ઠરાવ કર્યો પણ પરિણામે ત્હમેજ મુર્ખ બન્યા. ત્હમે સુસ્ત, એદીકરા અને નબળા થતા ગયા અને હું દિવસે દિવસે વધુ મજબૂત બનતો ગયો."

આ જાતનો અનુભવ આપણા જીવનમાં રોજ અનુભવવામા આવે છે આ ન્હાની વાતમાં બે જૂદી જૂદી જાતના પ્રકૃતિના મનુષ્યો આલેખવામા આવ્યા છે. એક જાતના મનુષ્યો કામ કર્યા વિના, શ્રમ વેઠ્યા વિના કીર્તિના શિખરે ચ્હડવા માગે છે, અને બીજી જાતના મનુષ્યો કોઇ પણ કાર્ય કરવામાં, કોઇ પણ જાતની સેવા

કરવામાંજ ઘણું શીખવાનું છે અને ઘણો ફાયદો છે એમ જાણી લે છે, કારણ કે જે મનુષ્ય પોતેજ કામ કરે છે ત્હેને અનુભવ મળે છે, જ્ઞાન મળે છે અને પરિણામે ફળ પણ મળે છે.

એક સામાન્ય કહેતી છે: "જે કામ ત્હમારે કરવાનું હોય તે ત્હમે બીજાને કરવા દ્યો તો અલ્પ સમયમાં એમ બનશે કે જે કામ પેલા બીજા ત્હમને કહેશે તે કામ ત્હમારે કરવું જ પડશે."

---

# વેપારી સમાજોની જરૂર અને તેઓએ શું કરવું જોઇએ

લેખકઃ—ધીરજલાલ છગનલાલ મોદી, બી. એ.

---

જેમ જેમ સ્વદેશની પ્રગતિના વિચાર કરીએ છીએ તેમ તેમ અનેક પ્રકારની ઉણપતા તથા જરૂરીઆતો સમજાતી જાય છે, અને તેવા અનેક પ્રકારની વેપાર ધંધા તથા સ્વદેશના ઉદ્યોગ સારૂ જે મોટી જરૂરીઆત મને લાગે છે તે વેપારી સમાજોની છે. આપણા દેશમાં એ પ્રકારના સમાજો, મંડળો, (Chambers Associations) આંગળીના વેઢા પર ગણાય તેટલાંજ છે અને મારા ધારવા મુજબ એક પ્રાંત અથવા ઇલાકામા દરેક જુદા જુદા ધંધાને લગતા જુદાં જુદા મંડળો હોવાં જોઇએ. વેપાર ઉદ્યોગના વધવા સાથે અને વધારવા સારૂ આવા મંડળો સ્થાપવાની અગત્ય પુરી લક્ષમા આવશે ઈન્ડીઅન મરચંન્ટસ ચેમ્બર અને બીજો કે એવી એકાદજ સંસ્થા બધી બાબત જો પુરેપુરૂં ધ્યાન ન આપી શકે તો નવાઇ જેવું નથી વેપારીઓએ પોતાનું હિત જોઇ પોતપોતાના ધંધા અનુસાર એવી એકત્રીત સંસ્થાઓ સ્થાપનાનું જેટલુ મુલતવી રાખશે તેટલું તેમના હિતમાં નુકશાન થાય છે એ નીચેની હકીકત પરથી સમજાશે. બીજું કારણ એ છે કે જ્યા સુધી એકમત પ્રદર્શીત કરવામા નથી આવતો ત્યાં સુધી ધારી અસર થતી નથી, એકાદ પેઢી કે માણસનો અવાજ નગારખાનામા પીપુડી જેવો થઇ પડે છે અને તેથી તેની કિંમત અંકાતી કે નથી તેનું વજન પડતું. વળી આ જમાનોજ એવો છે કે તમારી યોગ્ય માગણીઓ, હકો, કે જરૂરીઆત માટે જ્યાં સુધી મોટા પાયાપર ચળવળ, શોર બકોર કરવામાં નથી આવતો ત્યાં સુધી અમલદાર વર્ગનું કે જનસમૂહનું પણ લક્ષ ખેંચાતુ નથી માટે કરીને એકમતનો પડઘો પાડી શકાય તે જાતના સંજોગો, વેપારી સમાજો સ્થાપી, લાવવા જોઈએ.

ઘણી બાબતોસર બધાથી એક સરખુ ધ્યાન આપી શકાતું નથી, કેટલાક એવા માણસો જોઇએ કે જે વેપાર ધંધા સંબંધના પ્રશ્નોપર ધ્યાન આપે અને તેનું મનન કરે. પ્રજામત કે વેપારી કોમનો મત મંડળો દ્વારા જણાવવાની જેટલી અગત્ય છે, તેટલી અથવા કેટલીક વખત તેથી વિશેષ જરૂર મનન કરવાની છે અને તે આ પ્રકારના મંડળો વિના થવુ બની શકે એમ નથી.

આટલા ઉપાદ્ઘાત પછી, વેપારી સમાજોની મુખ્ય પાંચ ફરજો નીચે મુજબની હું ગણુ છુ.—

(૧) મનન કરવાની, હકીકત ભેગી કરવાની વિ.

(૨) પ્રજામત એકત્રીત કરવાની.

(૩) સરકાર સમક્ષ તે રજુ કરવાની,

(૪) સરકાર અને પ્રજા વચ્ચે મધ્યસ્થની ગરજ સારવાની.

(૫) માલ બનાવનાર—તૈયાર કરનાર તથા વેચનાર વેપારી વચ્ચે મધ્યસ્થનું કામ કરવાની.

---

(૧) યુરોપ, અમેરીકા, અને જાપાન આગળ વધી રહ્યા છે ત્યારે હિન્દ પાછળ પડી ગયેલું લાગે છે અને તેથી કરીને અનેક પ્રકારની હાની આપણે સોસવી પડે છે, માટે કરીને દરેક જુના કે નવા સ્થપાતા મંડળે સ્વદેશનું શ્રેય સતત ધ્યાન આગળ રાખવું જોઇએ, સ્વદેશ હિત ખાતર હમેશ તત્પર રહેવું જોઇએ. અમારી પ્રગતિના કાળમાં જે કોઇ શખ્સ કે મંડળ સમસ્ત પ્રજાનું-સમસ્ત દેશનું હિત નહીં વિચારતાં સંકુચિત દૃષ્ટિથી પોતાનુંજ શ્રેય સાધવા પર દૃષ્ટિ રાખે અથવા આપણી અધિકારી વર્ગની બંસરી પ્રમાણે નાચે તેને અમે અમારા હિત-શત્રુજ ગણીએ છીએ.

મનન કરવું એટલે શું? અનેક સવાલોનો બારીકાઈથી વિચાર કરવો તે. અને આ કાર્ય ધારીએ તેટલું સરળ નથી. દરેક પ્રશ્નનો વિચાર કરતી વખતે ચારે બાજુના સંજોગો પર નિધા પહોંચાડવા જરૂર હોય છે. દાખલા તરીકે ધારો કે 'ખાંડ' નો પ્રશ્ન આવ્યો.

"જર્મન બનાવટની બીટ રૂટની ખાંડ અહીંની શેરડીમાંથી બનેલી ખાંડ કરતાં સસ્તી કેમ પડે છે? જર્મન પ્રજાનું શાસ્ત્રીય જ્ઞાન કે ખાંડ બનાવવામાં ઉપયોગમાં લેવાતું સાંચાકામજ તે સસ્તી પડવાનું કારણ નથી. ત્યાં આગળ રાજ્યનીતિ કેવી છે, રાજ્યની મદદ મળે છે કે નહીં, રેલગાડીની શી સરળતા છે, ઝાઝના નૂરનો દર કેટલો રહે છે, તેમાં પણ સરકારની મદદ હોય છે કે નહીં, આપણા દેશમાં ખાંડ આવતાં અહીંની જકાતનીતિ કેવી છે, દેશમાં ખાંડ બને છે તેમાં ખામી શું છે, શું કરવામાં આવે તો તે સસ્તી પડે, હવા પાણી તથા જમીન માફક છે કે નહીં, રેલ્વેનો દર શું છે, જર્મન અને અત્રેની ખાંડનો રંગ તથા મીઠાશમાં ફેર છે કે કેમ? એ પ્રમાણેની નાની નાની નજીવી જેવી લાગતી બાબતથી મહત્વના બધા પ્રશ્નોનો વિચાર આવા મંડળોએ કરવો જોઇએ અને તે ગંધાધામાં હકીકત ભેગી કરવી જોઇએ. ફકત ક્યાંથી ક્યાંથી, કેટલી અને કેટલા રૂપીઆની ખાંડ આવે છે, આપણે ત્યાં કેટલી બને છે અને હરીફાઇમાં પરદેશી ખાંડ સસ્તી પડે છે એટલી હકીકતથી સંતોષ માની ચલાવી લઇ શકાય નહીં. એક પ્રશ્ન હાથ ધરતાં તે સંબંધી બને તેટલી માહીતી મેળવવા પ્રયાસ થવો જોઇએ અને તે બાબતનું બને તેટલું સાહિત્ય પણ ભેગું કરવું જોઇએ.

એક વધુ દાખલો લઇએ.

ઇંગ્લાંડ કરતાં જર્મનીમાં બનેલા કાપડનો પૂર્વ આફ્રિકામાં પ્રચાર કેમ વધ્યો? ત્યાં હકુમત અંગ્રેજ સરકારની હોવા છતાં બીજા રાજ્યની પ્રજા વધારે ફાવી જવાનું કારણ શું? જર્મન લોકોએ આફ્રીકાના રહેવાસીના સ્વભાવ, પસંદગી, ઇચ્છા, માંગણીઓ અને જરૂરીઆતનો ખાસ અભ્યાસ કર્યો; તેમને કેવા માર્કો પસંદ છે, કેવી ભાત ગમે છે, કેવા રંગ માટે વધારે વલણ છે, કેવા માપનું કાપડ માંગે છે તે ધ્યાન પર લીધું; તે લોકોએ પોતાના સ્વદેશમાં જર્મન કારખાનાવાળાને તે મુજબ ખબર આપી મન પસંદ માલ તૈયાર કરાવી પૂર્વ આફ્રીકામાં વસ્તી પ્રજામાં તેનો પ્રચાર કર્યો.

આપણે ત્યાં એવાં મંડળો નથી કે જે એ બાબતોપર વિચાર કરે. મીલો અને કારખાનાવાળા એવા પ્રમાદાધિન થયેલા છે કે પોતે તૈયાર કરેલો માલ બીજે કયાં કયાં કેવી રીતે ખપી શકે તે સંબંધી નહીં કરે પ્રયાસ કે નહીં બતાવે ખંત! કરીમભાઇ કે સાસુન મીલ્સ પોતાના અલ્પ પ્રયાસ પુરતો નફો હાલ મેળવે છે, તેમને અપવાદમાં મૂકીએ તો ખોટું નથી.

ઉપર જણાવ્યા મુજબની હકીકત આપણે ભેગી કરી હોત તો ચાલુ લડાઇના પ્રસંગમાં તે કેટલી ઉપયોગી થને! જર્મન માલ આવતો સાવ બંધ થયો, ઇંગ્લાંડ તે હાલ પૂરો પાડી શકે તેમ નથી અને આધાર ફકત હિન્દુસ્તાન પર રહ્યો! છતાં જોઇતા પ્રમાણમાં આપણે તે લાભ વેળાસર લઇ શકયા નથી.

પરદેશી પ્રજાના ખંત વિગેરે સદ્‌ગુણોનો અભ્યાસ કરવાની હજુ જરૂર ઓછી થઈ નથી. તેમની માફક આપણે ત્યાં પણ સ્વભાવ, પસંદગી, ટેવ, રીત રીવાજ, રંગ, માર્કા, ધર્મ, આચાર વિચાર, વિગેરે બાબતનો અભ્યાસ થવો જોઇએ અને તે પ્રમાણે એકઠી કરેલી હકીકતનો લાભ પોતાના સમાજ–સમસ્ત હિન્દી પ્રજાને મળવો જોઇએ.

લન્ડનમાં Department of Commercial Intelligence of the Board of Trade ઉપર જણાવેલી પદ્ધત્તિ પર હાલ કામ કરે છે અને તેના હેવાલમાં જણાવે છે કે "શરૂઆતમાં લોકો અમારી સંસ્થાનો જોઇએ તેવો લાભ લેતા નહીં પણ લડાઇ શરૂ થયા બાદ ઘણા માણસો તથા કારખાનાવાળાઓ અમારા કાર્યની અગત્ય સમજી ધંધા તથા વેપારને લગતી ખબર અંતર મેળવવા એક સરખા આવે છે. તેઓને ત્યાં વ્યવસ્થા કેટલી ઉત્તમોત્તમ હશે તેનો એકજ દાખલો આપીશ. અમુક માણસે ઘણા વખત પર એક કારખાનું જોયેલું તેનું નામ યાદ રહેલું નહીં એટલુંજ નહીં પણ તે કયે સ્થળે છે તે પણ તે વીસરી ગયો હતો. સુભાગ્યે તે કારખાનાની એક છબી એની પાસે હતી તે એમને ઉપલી ઑફીસમાં મોકલી એ કારખાનાનું નામ વિગેરે પૂછાવ્યું.

આ સંસ્થા પાસે જે ચિત્રો હતાં તેમાંથી આ કારખાનાનું ચિત્ર શોધી કાઢી બધી હકીકત તે સજ્જનને પૂરી પાડી. આ તે વ્યવસ્થા અને ગોઠવણી કહેવાય! આપણી સમાજોએ એ ઉપરથી ધડો લેવાનો છે.

આ ઉપરાંત જગાત, નીતિ, કર, વેપાર રોજગારને લગતા કાયદાઓ સંબંધી આયાત નિકાશ, વિગેરે બાબતોનો અભ્યાસ ચાલુજ રહેવો જોઇએ.

(૨). બીજી ફરજ લોકમત કેળવવાની તથા તે ભેગો કરવાની છે. પહેલા મુદ્દામાં જણાવ્યા મુજબ હકીકત ભેગી કરી હોય તેનો લાભ જનસમૂહ અને વેપારી કોમને આપવો જોઇએ. પોતે અનેક પ્રકારના સવાલોનો બારીકાઇથી જે વિચાર કર્યો હોય તે લોકોને જણાવવો જોઇએ કે જેથી પ્રજાને શું કરવું અને શું ન કરવું તેની સમજ પડે. ઉદ્યોગ ધંધાની વાત હશે તો કેટલીક વ્યક્તિઓના સમજવામાં આવશે કે દીવાસળી, પેનસીલ, કાચ વિગેરે હિન્દના અમુક પ્રાંતમાં બનાવવાનું શરૂ કર્યું હોય તો લાભ છે; બીજા પ્રાન્ત માટે સુતર કાંતવાની તથા વણવાની મીલો સ્થાપવાથી લાભ થશે એમ વળી બીજા કોઇના ધ્યાનપર આવશે, આ રીતે સમાજે પોતે જે શ્રમથી હકીકત સંપાદન કરી હોય તે પ્રજા સમક્ષ મૂકી દેશના ઉદ્યોગો વધારવા કારણ બનવું જોઇએ. કારણ કે હજારોમાંથી જે કોઇનો એ બાબતનો લાભ લેવા, ઇચ્છા થશે તે સમાજ પાસે આવી વધારે સલાહ લઇ, શું કાર્ય કરવું તે નિર્ણય પછીથી પોતે કરી લેશે.

જગાતનીતિ, કર, વિગેરે બાબત લોકમત કેળવવાની ફરજ પ્રથમ તો આવા સમાજોનીજ છે. અમુક કરથી પ્રજાને લાભ કે હાની થશે, કેવા પ્રકારની જગાત દેશના ઉદ્યોગો વધારવા સારૂ હોવી જોઇએ તે બાબતનું જ્ઞાન પોતાના માસિકોદ્વારા, છુટક લેખો લખાવી, તે વ્હેંચાવી, જાહેર ભાષણો અપાવી તથા ખાસ સમ્મેલનો ભરી આપવું જોઇએ. આ પ્રકારે કામ કરવાથી જે જાણવાનું છે તે લોકોના જાણવામાં આવશે અને પછી મહત્વનું કાર્ય વિચાર કરવાનુંજ રહેશે જે સ્વતંત્ર વ્યક્તિપર છોડવા જરૂર છે. એક વાર પ્રજામત કેળવાયા પછી તે વ્યક્ત થયા વગર રહેનાર નથી. છૂટો છવાયો તે વ્યક્ત થાય તેના કરતાં એકત્ર બહાર પડે તોજ ધારી અસર થઇ શકે અને તે માટે પણ સભાઓ સમ્મેલનો થવાં જોઈએ. સમાજે પોતે પણ પોતાના સભાસદોના નામે ઠરાવો કરી તેમનો એકત્ર મત તે રીતે દર્શાવવો જોઇએ.

(૩) મોટે ભાગે સરકારને અથવા રાજ્ય સેવકોને પ્રજામત જણાવવાનો હોય છે. આપણે હવે એટલું તો સમજતા થયા છીએ કે સરકાર

અવ્યવસ્થિત રીતે દર્શાવાયલા તથા છૂટા છવાયા ઠરાવો પર ઝાઝું લક્ષ આપતી નથી, એટલે કરીને જો સમાજોદ્વારા વેપારી કોમ પોતાની લાગણી, ઉદ્વેગ, પસંદગી અથવા સહાનુભૂતિ દર્શાવે તો સરકારને તે ઉપર લક્ષ આપ્યા વગર ચાલે નહીં. આપણા દેશમાં હજુ એવો વખત આવ્યો નથી કે સરકાર આપણી હકીકત સાંભળી તે પ્રમાણે કહ્યું કાર્ય કરે, પણ ખુદ ઇંગ્લાંડમાં વેપારી મંડળ સમાજો, કામદારોના મંડળ વિગેરેની સત્તા એવી દૃઢ અને મજબૂત થઇ છે કે પોતાનું ધાર્યું કાર્ય સરકાર પાસે કરાવે છે. એમ કરતા કેટલાક રાજ્ય સેવકો લોક લાગણીથી વિરૂદ્ધ કામ કરવા જો ઇચ્છા ધરાવે છે, તો આ મંડળો એવી તો ચળવળ ચલાવે છે કે આખું રાજ્યતંત્ર ખળભળી ઉઠે છે અને એવા રાજ્ય સેવકોને પોતાના હોદ્દાનાં રાજીનામાં આપ્યા વગર ચાલતું નથી. આપણે ઇચ્છીશું કે આપણા મંડળો પણ એવુ સંગીન કાર્ય કરે કે જેથી આપખુદ સરકાર હોય તો પણ તેની અવગણના કરી શકે નહીં.

(૪) ચોથી ફરજ સરકાર અને પ્રજા વચ્ચે મધ્યસ્થ ( go-between) તરીકે વર્ત્તવાની છે. જેમ આપણે આપણા વિચાર, મત વગેરે આપણા સમાજો દ્વારા સરકારને પહોચાડીએ છીએ તેમજ સરકારને જ્યારે વેપારી કોમનો મત જાણવો હોય છે ત્યારે સમાજો જેવુ બીજું કોઇ ઉત્તમ (medium) સાધન નથી, એટલુંજ નહીં પણ સમાજનું બંધારણ જો ઘણુંજ ઉંચા પ્રકારનું હોય તો સરકાર અમુક કાયદા વગેરે ઘડતા પહેલા આવા વેપારી મંડળોની સલાહ લીધા વગર આગળ પગલું ભરવાની હિંમત કરી શકશે નહીં. કેટલીક વાર ગેરસમજુતીના ઘણા દાખલા મળે છે અને પ્રજા અને સરકાર વચ્ચે ઘણો કંટાળો અને કચવાટ ઉત્પન્ન થાય છે અને તે દૂર કરવા સરકાર પોતાના અધિકારી મારફત કામ કરવા ઇચ્છે છે ત્યારે ફક્ત આવા સમાજોજ તે ઇચ્છા પાર પાડવાનું સુગમ કરી આપે છે.

( ૫ ) સ્વદેશીનો વિજય વાવટો હિન્દના ચારે ખુણે ફરકી રહે, અમારી માતૃભૂમિ ફક્ત પારકા માટે કાચી દોલત, કાચો માલજ ઉત્પન્ન કરનાર રહે નહીં, અમારી આર્થિક અધોગતી થતી અટકાવવા, અને પરાવલંબનની બેડી દૂર કરવા સારૂ અમારા વેપાર, ઉદ્યોગ, ધંધાના સમાજોની પાંચમી ફરજ માલ બનાવનાર, તૈયાર કરનાર તથા વેચનાર અને વાપરનારા વચ્ચે મધ્યસ્થ બનવાની છે, અને તે આશય નીચે જણાવ્યા મુજબ પાર પાડવાની અગત્ય છે

( ૬ ) મંડળે ભેગી કરેલી હકીકત ઉપરથી એક એવું પત્રક તૈયાર કરવું કે જે ઉપરથી (૧) પરદેશથી કઇ કઇ એવી સાધારણ પ્રકારની ચીજો આવે છે કે જે અત્રે સહેલાઇથી બની શકે ( ૨ ) જેને માટે કેટલાક પ્રકારની ખાસ આવડત જોઇએ અને અનુકૂળતા કરી આપવાથી અત્રે તે બનાવવી પરવડી શકે ( ૩ ) આપણા દેશમાં જે કાચો માલ ઉત્પન્ન થાય છે, તેમાંથી સહેલાઇથી અથવા સામાન્ય કુશળતાથી શું શું બની શકે એમ છે. અને ચોથું હિન્દુસ્તાનની ઉંચા પ્રકારની કારીગરી, કોતર અને ભરત કામ માટે જે મશહુરતા ચારે ખંડમાં પ્રસરી રહી હતી અને જે ઉદ્યોગોથી કરીને હિન્દનો વૈભવ અને કીર્ત્તિ વધ્યા હતા તેનું પણ પત્રક તૈયાર કરવું.

આવા પત્રકની સાથે પરદેશથી આવતી ચીજોના નમૂના ભેગા કરવા તથા હિન્દુસ્તાન જે ચીજો માટે પંકાયલો હતો તે ચીજોના પણ નમૂના સંપૂર્ણ હકીકત સાથે ભેગા કરવા.

અને ત્યાર બાદ આપણે ત્યાં જે માલ બનાવનારા હોય, કારખાનાવાળા હોય તેમને તથા માલ વેચનારાઓને ભેગા કરી કયો માણસ અથવા કયું કારખાનું પરદેશથી આવતો માલ, સહેલાઇથી, સારી રીતે અને સસ્તી કિંમતે બનાવી શકે તે પુછી તથા વેચનારની કે વાપરનારની તે ઉપર સલાહ લઇ દેશકાળ અનુરૂપ જે ફેરફારની જરૂર હોય તે પર ધ્યાન આપી, તેઓને એકબીજાના સમાગ-

મમાં લાવવા. એક વાર માલ બનાવનાર તથા વેચનાર અન્યોઅન્યના પરિચયમાં આવશે એટલે પછીથી તેઓ આપોઆપ પોતાની અનુકૂળતા મુજબ કામ કર્યા જશે અને દેશના ઉદ્યોગો ચીલે પડશે. આટલી જહેમત ઉઠાવવાનું કારણ એટલુંજ કે આપણે ત્યાં તેમજ અન્ય દેશોમાં માલ વેચનાર કે વાપરનાર જાણતા નથી કે મનપર લઇએ તો એવી સાધારણ ચીજો સ્વદેશમાં બની શકે એમ છે. માલ બનાવી જાણનાર જાણતા નથી કે ઘરને આંગણે તેનો ઉપાડ થશે; આથીજ કરીને સાધારણ ચીજો માટે પણ આપણે આપણા હુકમ (orders) પરદેશી કુંપનીઓને પરાયા દેશોમાં આપીએ છીએ. લન્ડનમાં વેપાર ધંધાની ખબર પૂરી પાડનાર મંડળની શાખા ઉપર લખ્યા મુજબ કામ કરે છે, અને પરીણામ સંતોષકારક આવવાનું જણાવે છે. લડાઇ શરૂ થઇ ત્યાં લગણ ઘણા જાણતા નહીં કે ડોલી (ઢીંગલી) ના માથાં અને પૈસા મૂકવાની કોથળી, પાકીટો વગેરે ઉપરના ધાતુના ખોખાં જર્મનીથી આવતાં હતાં. લડાઇને લીધે તે માલ આવતો બંધ થયો એટલે પ્રશ્ન ઉઠયો કે ઇંગ્લાંડમાં તે બની શકે કે નહીં? તે ઉપરથી બરોએ સંમેલનનો વિચાર કરી, ત્યાં બધાને નિમંત્રણ કરી જર્મની તથા આસ્ટ્રીઆથી આવતી ચીજો કોણ બનાવી શકશે તે માટે વાટાઘાટ કરી અને તેને પરીણામે માલમ પડયું કે ઇંગ્લાંડમાં તે ચીજો બનાવવાનું કંઇ પણ મુશ્કેલ ન હતું. આપણા દેશમાં આપણે પણ આ ધોરણે કામ કરીએ તો મને આશા છે કે આપણે ફત્તેહમંદ થયા વગર રહીએ નહીં.

જે કળા કૌશલ્ય દેશમાંથી હવે નષ્ટ પામતાં જાય છે તેમને સજીવન કરવા જરૂર છે અને તે કેમ ટકી રહે, પગભર થાય, અને એ માલનો ઉપાડ ચાલુ રહે તે માટે પણ પગલાં ભરવા જોઇએ.

(ख) જાપાનમાં જેવું Imperial Museum શહેનશાહી સંગ્રહસ્થાન છે, તેવું એક સંગ્રહસ્થાન ઘણા મોટા પાયાપર અત્રે હોવા ખાસ જરૂર છે; આના મુખ્ય બે ભાગ પાડી નાંખવા જોઇએ. (૧) માલ વેચનારા તથા વાપરનારા માટે સ્વદેશી ચીજોનો એક વિભાગ, કે જેથી એકકી વખતે અત્રે શું શું બને છે તેનો ખ્યાલ આવે; આ સાથે તે કયાં બને છે, નામ શું છે, કુંપનીની શાખ, થાપણ, વિગેરે પરચુરણ બધી હકીકતો મળી શકે એવી ગોઠવણ હોવી જોઇએ કે જેથી સંગ્રહસ્થાન જોઇ જનાર એટલુંજ ન જાણે કે અમુક વસ્તુઓ દેશમાં બને છે પણ કયાં બને છે, કોણ બનાવે છે, મળી શકશે કે નહીં, એ પેઢી સાથ સંબંધ રાખવો કે નહીં વિગેરે પણ તે જાણી શકે. (૨) બીજા વિભાગમાં, પરદેશમાં બનેલી ચીજો, માલ બનાવનારના લાભાર્થે ખસૂસ કરીને રાખવી જોઇએ, કે જેથી તે જોઇ આવી પોતે બનાવી શકે કે નહીં તેનો ખ્યાલ કરી શકે બીજા સાહસિક માણસો તે જોઇ તેવા માલ અત્રે બનાવવાને પ્રેરાય, જનસમૂહની આંખો ખુલે કે કેવી કેવી ક્ષુલ્લક ચીજો માટે તેઓ પરદેશ પર આધાર રાખી રહ્યા છે. આ વિભાગમાં, લોકોનું ખાસ લક્ષ દોરાય તે માટે પરદેશથી આયાત થતા માલના આંકડા મોટા અક્ષરોથી, ધ્યાન ખેંચાય તેવી જગ્યાએ લખાવવા; કેટલીક વાર ઉપદેશો જેટલું નથી કરી શકતા તેટલું આવા ચોંકાવનારા આયાતના આંકડા કામ કરી શકે છે; આ વિભાગ સાથે પણ એક ઓફીસ રાખવી જોઇએ કે જ્યાંથી પહેલા વિભાગ સંબધમાં જણાવ્યું તે મુજબ, ઘણા પ્રકારની હકીકત મળી શકે.

વડોદરા રાજ્યના વેપાર અને ખેતીવાડી ખાતાના અધિકારી પોતાના ૧૯૧૯ ના હેવાલમાં લખે છે કે વડોદરા રાજ્યમાં બનતી ચીજોનો એક ખાસ વિભાગ ત્યાંના સંગ્રહસ્થાન સાથે જોડવાના છે. અને રીપોર્ટ પરથી એમ માલુમ પડે છે કે સાથે સાથે તે સંબંધી સઘળી હકીકત મળે તે સારૂ ઑફીસ પણ રાખવા ઇચ્છા રાખે છે આ પ્રયત્નો ઘણોજ ઇચ્છવા જોગ છે.

અત્રે પણ ચેમ્બર્સ કે સરકાર પોતાની દેખરેખ તળે બે પાંચ લાખ રૂપીયા ખરચી

જેટલા ટુંક સમયમાં આવું સંગ્રહ સ્થાન કરશે તેટલો લાભ દેશને વધારે થશે

(ગ) સમાજે તરફથી પોતાનું માસિક કે વાર્ષીક ચોપાનીયું નીકળવું જોઇએ કે જે માર-ફતે સમાજ શું કામ કરે છે તેની ઇતર જનને ખબર પડે તથા તેમાં આયાત નિકાશ સંબંધી ઉપયોગી હકીકત હર હમેશ આવવી જોઇએ. Trade Products of the British Empire બ્રિટિશ સલ્તનતની વેપારની ચીજો નામનું એક વાર્ષીક ચોપાનીયું ઇંગ્લાંડમાં બહાર પડે છે, તે ધોરણે પણ નિદાન કામ થાય તો સંગીન લાભ થવા સંભવ છે. વળી આ માસિકો દ્વારા દેશમાં જે જે વસ્તુ બનતી હોય તે બાબત સ્વતંત્ર અભીપ્રાય હમેશ આવવો જોઇએ. એ અભીપ્રાય ઘણોજ અપક્ષપાત હોવો જોઈએ કે જેથી કરીને લોકો તે અભીપ્રાય પર વિશ્વાસ રાખી શકે. વસ્તુ બનાવનારાઓને આથી ઉત્સાહ રહેશે અને પોતાનો માલ એટલો ઉંચો હશે તો જ એવા ચોપાનીઆમાં સારો અભીપ્રાય આવશે એમ એક વખત છાપ પડતાં તથા મત દ્રઢ થતાં, પોતાને ત્યાં બનતી ચીજોમાં દિન પ્રતિ દિન સુધારો કરવા કોશીશ ચાલુ રહેશે.

સ્વદેશીના પ્રચાર માટે કંઇક વિશેષ કરવા પણ જરૂર છે. સ્વદેશી અને વિદેશી વસ્તુઓ રાખી ઘણા વેપારીઓ ગરબડ કરી મૂકે છે અને તેથી વાપરનાર મુશ્કેલીમાં આવે છે. વિદેશી વસ્તુઓ સ્વદેશીને નામે વેચનારની શોધ-ખોળ કે તપાસ કરી તેમને શિક્ષા કરવાનું બની શકતું નથી. અપ્રમાણીક રીતે પૈસો સત્વર પેદા થાય એવી એમની માન્યતા હોવાથી પ્રમાણીકપણાના ઉપદેશથી તેઓ સુધરે એમ પણ સંભવ હોતો નથી, તેથી આપણા હાથમાં જે સત્તા હોય અથવા જે કરી શકીએ તે કરવુંજ જોઇએ. આટલા માટે જે વેપારીઓ-પેઢીઓ ફક્ત સ્વદે-શીજ માલ વેચતા હોય તેમની તપાસ રાખી, ખાત્રી કરીને તેમના નામ સફેત પત્રિકા (white lits) માં છપાવવાં. સમાજ તરફથી આની પત્રિકાઓ છપાવાં તે ભરોસાપાત્ર રહેવાને લીધે લોકો પણ તેવી પેઢીમાં વિશ્વાસ રાખી શકશે અને સ્વદેશી ચળવળને આથી ઘણો મોટો ટેકો મળવા પૂર્ણ સંભવ છે.

(ઘ) સમાજની દેખરેખ તળે દર વર્ષે જુદા જુદા પ્રાન્તમાં સ્વદેશી માલનો મેળો ભરવા ગોઠવણ કરવી આવશ્યક છે. આ મેળાઓથી કરીને બહાર ગામ જવા આવવા જેને પ્રસંગ નથી મળતો, સંગ્રહસ્થાનો જોવા જવાનું બનતું નથી તથા સ્વદેશી વસ્તુઓ સંબંધી કંઇ ખ્યાલ નથી હોતો તેઓને ઘણુ જોવા જાણવાનું મળશે તથા ઘરને આંગણે સ્વદેશી માલ વેચાવા આ-વતાં તે લેવા માટે ઘણુંજ આકર્ષણ થાય તો નવાઇ જેવું નથી. માલ બનાવનારને તેમના માલની જાહેરાત માટે પણ આ ઉત્તમ રસ્તો છે.

લડાઈ શરૂ થયા બાદ ઈંગ્લાંડમાં British Industries Fair ગ્રેટ બ્રિટનમાં બનતા માલના મેળા ભરી ત્યાં શું શું માલ બને છે તેની જાહેરાત લોકોમાં આપવામાં આવે છે. જ્યારે ઇંગ્લાંડ જેવા દેશમાં સ્વદેશના ઉદ્યોગો માટે આટલું કરવા જરૂર રહે છે. ત્યારે હિન્દુ-સ્તાનમાં તેથી શતગણા પ્રયાસો થાય તો પણ ઓછાજ ગણાશે

(ચ) વળી આવા પ્રતિષ્ઠિત સમાજેદ્વારા દેશના ઉદ્યોગો વધારવા તથા પ્રચાર વધારવા સારૂ વર્ષમાં એકાદ અઠવાડીયું એવું મુકરર થવું જોઇએ કે જે વખતે કોઇ પણ દુકાનદારે, સ્વદેશાભીમાનની ખાતર વિદેશી વસ્તુઓ વેચવી નહીં; અને તે પ્રસંગને અંગ્રેજીમાં જેમ Swadeshi Week કહે છે તેમ "સ્વદેશી અઠવાડીયું" અથવા એવું સ્વદેશી ચળવળ ચાલુ અને સતેજ રાખવા સારૂ જમાનાને અંગે આવા પ્રયાસો કરવા પૂરી જરૂર છે.

(છ) સમાજેદ્વારા આ ચળવળ ચાલુ રખાવવા ગામેગામ ભાષણ અપાવવા સારૂ ભાષણ કર્તાઓને મોકલવાનું રાખવું ઇષ્ટ છે.

---

# INDIA HER RESOURCES AND HER ECONOMICS.

## હિંદની આર્થિક સ્થિતિ.

(માસિક માટે ખાસ લખનાર—શ્રી જે લ દ બારભાયા.)

જ્ઞાતિ અને વર્ણ. પ્રાચિન કાળમાં દરેક કુટુંબમાં જ્યારે જુદા જુદા વર્ણના લોકો મળી આવતા કે જેમ હાલમાં દરેક જ્ઞાતિમાં જૂદા જૂદા વર્ણના લોકો મળી આવે છે. એટલે બ્રાહ્મણ જાતિમાં જો કોઇ રસોઇ કરવાનુ કાર્ય કરે તો જેમ પતિત થતો નથી, તેમ વૈષ્યમાં જો કોઇ ખાટકીની દુકાને મહેતાગીરી કરે તો વાંધો આવતો નથી આથી હરિફાઇ અનહદ વધી જાય છે, અને લોકોને પોતાની સ્થિતિ સુધારવા માટે જોઇએ એટલો અવકાશ મળતો નથી. વળી અસ્પર્ષ જાતિમાં કોઇ અક્કલવંત અને કારીગર ઉત્પન્ન થાય તો તેને ઉંચી પંક્તિએ ચઢવાનો રસ્તો મળતો નથી. અંગ્રેજી સમ્રાન્ત્યના ઉદયે અને અંગ્રેજી કેળવણીના સંસ્કારે આ વિચારો નષ્ટ પામતા જાય છે. પણ તે ભૂંસાઇ જવા પામ્યા નથી. એક 'अ' ધારાસભાના સભ્ય છે અને તેઓ પોતાને ઉંચી પંક્તિના માને છે. એક બીજા 'ब' પણ ધારાસભાના સભ્ય છે અને તે નીચી પંક્તિના લેખાય છે. જો 'अ' સુધારકમાં ખપતા હશે તો ગવર્નરની પાર્ટીમાં જઇ 'ब' જોડે બેસીને ખાશે, પણ જો બીહકણ હશે તો 'ब' જોડે બેસીને ખાશે નહિં. એટલુંજ નહિ, પણ ઘુવડ જેવું મોઢું કરી બીજાઓને ખાતા જોવાનો બાળકરૂપી ફારસ કરશે. સુધારક 'अ' 'ब' ને જો પોતાને ઘેર લાવશે તો પોતે કાચના પ્યાલામાં પાણી પીશે; અને 'ब' ને રૂપાનો પ્યાલો આપશે, કારણ કે ગૃહદેવી પાસે પોતાના સુધારાના વિચારો આકાશની દેવડી સમીપ ઉડી જશે હજુ સુધી જે દેશમાં આવા વિચારો પ્રવર્તે છે ત્યાં તે 'એબ્રાહામ લીન્કન' (કે જે મજુરનો પથરા ઉપાડનાર છોકરો હોઇ અમેરીકાખંડનો પ્રમુખ થયો હતો); સર રીચર્ડ આર્કરાઇટ (જે હજામ હોઇ મહાન શોધક અને વ્યાપારી થયો હતો), કે જ્યૉર્જ રોમની (જે સુથારનો છોકરો હોવા છતાં ચીત્રકળા માટે પ્રખ્યાતિને પામ્યો હતો) જેવા નરો આ દેશમાં તે પેદા કેમ થાય? જે સમયે આવા વિચારો હિંદમાં પ્રવર્તતાં નહોતા ત્યારેજ તે શ્રેષ્ટતાને પામ્યું હતું. તેના ઉદાહરણ મહાભારત જે હિંદુસ્તાનનું મહાન વીરરસનું કાવ્ય છે, તેમાથી મળે છે. તેના પ્રખ્યાત કર્તા વ્યાસજી તે પરાશરના પુત્ર, ખલાસી જાતિની સ્ત્રીથી ઉત્પન્ન થયા હતા. તેના પિતા પરાશર ચાડાલીના પુત્ર હતા. ઋષિ વસિષ્ટજી ગુણીકાના પુત્ર હતા. વિશ્વામિત્ર ક્ષત્રિયના પુત્ર હોવા છતા બ્રાહ્મણપદને પામ્યા હતા. આવા ઘણા દાખલાઓ પુરાણો ઉપરથી દ્રષ્યમાન થાય છે. એટલું બધું છતા સત્ય વસ્તુના અજ્ઞાનને લીધે અને લોકોમા જોઇએ એટલું નીતિધૈર્ય ન હોવાને અંગે જ્ઞાતિ રિવાજ ચાલુ છે, અને તે ઘણી રીતે આર્થિક સ્થિતિને હરકત કરનાર થઇ પડે છે.

જ્ઞાતિ રિવાજનો ગુણ. જ્ઞાતિ રિવાજનો એક ગુણ એ છે કે તેથી નબળા અને જે દુનિયાની ગણત્રીમા કોઇ પણ રીતે ન લેખાય એવા માણસો અન્ય સાથે પોસાઇ શકે છે. 'अ' એક ઊંચી પંક્તિમા આદર પામેલો માણસ હોય, અને તે 'अ' નો ભાણેજ 'क' દલાલી કરનાર મામાની સાહ્યતાએ અક્કલ ન છતાં પાચ પૈસા કમાતો હોય, અને તેવાની ગણત્રી જે ઊંચી પંક્તિમાં બીલકુલ ન થાય, તે જ્ઞાતિ રિવાજને લીધે 'अ' ભાઇના ભાણેજ તરીકે જ્ઞાતિમાં મોટો માણસ ગણાય

મુસારો ઠરાવનારાં મહાજનો—સર વિલીયમ હંટર હિંદી પ્રજાના ઇતિહાસમાં કહે છે:—
"હિંદની જ્ઞાતો ખરૂં જોતા ઘણી ગુચવણ
"ભરેલી છે. કારણ કે તે વિષે અટકળ કરવી
"એ પણ કઠણ છે. દરેક જ્ઞાતિના જૂદા

"નામો છે. અને તેઓ એકબીજાને નોખા
" વર્ગો રૂપે લેખે છે. કોઈ ઠેકાણે ખાનપાનનો
" વ્યવહાર હોય, તો પણ કન્યાવ્યવહાર નથી.
" વ્યવસ્થાનાં નામ, જાતિ અને ધંધા એ ઉપ-
" રથી જ્ઞાતિઓ ઉદ્ભવી છે.* ખરી રીતે
" અસલ દરેક પ્રાંતમાં દરેક જુદા ધંધાર્થીઓએ
" પોતાની જ્ઞાતિઓ બનાવી હતી જ્ઞાતિએ
" ધંધાનું મહાજન છે. જ્ઞાતિ બંધારણથી
" લોકના ઉદ્યમ ઉપર ઘણી મત્તા થાય છે.
" જ્ઞાતિ એ વ્યાપારી મહાજન છે. તેઓ
" પોતાના ધંધાના નિયમો ઠરાવે છે. મલમલ,
" રેશમી કાપડ, લપ્પો, મીનાકારી હથીઆરો
" અને સુંદર જડાવ એટલા ધંધાઓ આગળ
" જ્ઞાતિઓ દ્વારા ચાલ્યા હતા. મહાજન પોતાના
" આસામીઓને માંહેમાંહે લઢતાં અને જ્યારે
" પોતાને બીજા ધંધાવાળાઓ જોડે વાધો ઉઠે
" ત્યારે વઢતાં અટકાવે છે. દાખલા તરીકે
" સન ૧૮૭૩ માં અમદાવાદમાં કેટલાક કડિયા
" બેરોજગારી થયા. એ ધંધામાં સાધારણ
" રોજ ઉપરાંત સવારમા વ્હેલા જઇ કામ
" કરવા માટે સવાઇ મળતી હતી. હવે જે
" આસામીઓને તેથી રોજી નહોતી મળતી તેની
" ફરીઆદ ઉપરથી કડીઆના મહાજને મળી
" ઠરાવ કીધો હતો કે 'હાલમા બધાને કામ
" મળતું નથી માટે કોઇએ ગવાઇએ જવું નહિ"
" તેજ શેહેરમાં ૧૮૭૨ માં કાપડિયા લોકે
" સુતરાઉ કપડાં ઉપર આર દેનારાઓનો કર
" ઓછો કરવા માંડયો, આથી આર દેનારા
" મહાજને ઠરાવ કીધો હતો કે કોઇએ કામે
" જવું નહિં. અંતે તેથી કાપડીયાઓને
" 'પોતાનું મહાજન બોલાવવું પડયું. બે
" મહાજનના મૂખીઓ મળ્યા [ મોટાં રાજ્યના
" એલચીઓ શું મળશે?] અને વાંધો
" પતાવ્યો. મહાજનનો ધારો કોઇથી તોડાય
કેમ? કારણ જ્ઞાતિ પાસે પેલી સર્વોપમા જોગ
સત્તા "જ્ઞાતિબાહાર." [ આ પ્રમાણે એટલું
તો સિદ્ધ થાય છે કે અસલનાં મહાજનો અર્થ-
શાસ્ત્રના નિયમો સમજતા હશે કોઇ સાક્ષ-
રશ્રી આ ઉપર અજવાળું પાડશે.]

**જ્ઞાતિ બંધારણની થતી ખોટી અસર.** આવી રીતનાં જ્ઞાતિ અથવા મહાજન બંધા-રણોને લીધે હાલના સમયમાં જ્યારે દરેક ધંધા-વાળાઓએ સાથે મળી પોતાના મંડળદ્વારા કાયદાનુસાર પોતાના લાભો સાચવવાના હોય છે. ત્યારે આવા જુનાં બંધારણની અસર એ થવા પામે છે કે, ચાલુ સ્થિતિને લાગુ પડતાં એવાં મંડળો ઊભાં થઇ શકતાં નથી. મુસ-લમાન કારીગરોમાં પણ જ્ઞાતિનાં જેવીજ પ્રથા છે. અને કારીગરો સાથે મળીને એ ઠરાવ કરે તે ચાલુ રખાવોજ જોઇએ. નહિં તો કે તોડનાર મહાજન બાહાર થાય.

---

## પ્રકરણ ૮ મું.

### *Joint Family*=સમાન કૌટુંબી રચના.

---

**કુટુંબ એજ સમાજ વ્યકિત.** પ્રત્યેક વ્યકિતનું ભિન્ન ભિન્ન કુટુંબ નહિં, પણ આખા કુટુંબની જૂદી જૂદી વ્યકિતના સંગઠનથી બનેલું આખું કુટુંબ એજ હિંદમાં સમાજ કિંતુ જ્ઞાતિ વ્યકિત છે. અને તેથી આખું કુટુંબ, ( ધણી, સ્ત્રી, છોકરાઓ, માતાપિતા, પુત્રો, પૌત્રો, ઉપરાંત અન્ય સગાંઓ) પાળવાની જોખમદારી એકાદ બે કમાનાર આસામીઓને શીર છે. પોતાની કમાણીનો વ્યય સરખે હિસ્સે કરવો પડે છે, અને તેથી જમીનદારીનો કાયદો પાશ્ચાત્ય દેશો કરતાં હિંદમાં ભિન્નતા પામે છે. બ્રિટીશ સામ્રાજ્યના ઉદય પછી 'હિંદુકાયદો' (*Hindu Law*) કરવામાં આવ્યો છે, તેમાં અમુક ફેરફાર કીધા છે પરંતુ અસલના સમયમાં મિલકત એ જેમ આખા કુટુંબની માલેકીની

---

* જૂની ગુજરાતી ભાષા અને જૈન સાહિત્યમા જણાવવામા આવ્યુ છે કે જેઓ શ્રીમાળમા રહેતા અને સોની, સુથાર અને વાણીજ્ય કરતા તેઓ અનુક્રમે "શ્રીમાળી સોની, શ્રીમાળી સુથાર અને શ્રીમાળી વાણીયા" કહેવાયા આ રીતે જ્ઞાતિઓ જન્મ પામી છે

વસ્તુ હતી. તેમજ તે અવિભાજ્ય હતી. (Mayne on Hindu Law pp. 293). હાલમાં જે સુધારો કરવામાં આવ્યો છે તેમાં મીટકતની વહેંચણી કુટુંબની વ્યક્તિઓ ઉપર નહિં પણ વ્યક્તિની કુટુંબમાં શી અગત્યતા છે તે ઉપર કરવામાં આવે છે. હિંદુકાયદાને અંગે જૂદા જૂદા દેશમાં જુદી જુદી જાતની નિશાળો પ્રવર્તે છે. અને તે નિશાળના કાયદાનુસાર ત્યા અમલ કરવામા આવે છે. છતાં દાયભાગ નિશાળ બંગાળમાં ચાલુ છે, અને મિતાક્ષરી નિશાળ બીજા ભાગોમા છે. જો કે તેના પણ ભેદ છે અને તે નિચે મૂજબ છે —

---

Hindu Law = હિન્દુ કાયદો.




આ પ્રમાણે દાયભાગ નિશાળાનુસાર નિચે મૂજબ વહેંચાણી થવા પામે છે—

નમુનો ૧. લો

12. Gr. Gr. Father = પ્રપ્ર પિતામહ ૧૨.




---

## નમુનો ૨ જો.

11 mat· gr: gr gr. Father = પ્રપ્ર દાદા = ૧૧

D = દી

15 S = પુ ૧૫

6 mat gr gr Father = પ્રદાદા ૬

12 s = પુ ૧૨

13 S = પુત્ર ૧૩

D = દી

D = દી

10 S = પુ ૧૦

7 S = પુત્ર ૭

14 S = પુ ૧૪

20 S = પુ ૨

8 S = પુ ૮

D = દી

D = દી

D

18 S = પુ ૧૮

21 S = પુત્ર ૨૧

9 S = પુ ૯

D = દી

19 S = પુ ૧૯




S=Son, D=Daughter, પુ=પુત્ર દી-દિકરી

# WAR AND TRADE.

## GOVERNMENT NOTIFICATIONS.

## ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં.

મુંબાઇના કલેક્ટર ઑફ કસ્ટમ્સ, મી. આર. એફ. એલ. વ્હીટી, આઇ. સી. એસ. તરફથી હમને, યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા ખાતે કાચાં ચામડાંના કનસાઇનીનાં લીસ્ટમાં વધારો કરવાનું લીસ્ટ મળ્યું છે, જે આ ચેમ્બરની ઑફીસમાં રાખવામાં આવ્યું છે. (૨૭-૮-૧૯૧૭).

---

ના. મુંબાઇ સરકારના અન્ડર સેક્રેટરી મી. એ. એફ. એલ. બ્રેન, આઇ. સી. એસ. તરફથી હમને, યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં કરાંટ (currant) અને ગુઝબેરી (gooseberry) ના પ્લેન્ટ એશિયામાંથી આયાત કરવાની બંધી કરનારા ઠરાવની એક કૉપી મળી છે. (૧૩-૮-૧૯૧૭)

---

ચીનમાં આયાત તથા નિકાશ કરી શકાય તેવી પેઢીઓનાં નામમાં સુધારો કરનારૂં લીસ્ટ હમને ના. હિન્દિ સરકારના અન્ડર સેક્રેટરી મી. જી. એસ. હાર્ડી, આઇ. સી. એસ., તરફથી મળ્યું છે. (૧૩-૮-૧૯૧૭)

---

ના. હિન્દિ સરકારના અન્ડર સેક્રેટરી મી. જી. એસ. હાર્ડી, આઇ. સી. એસ. તરફથી એક પત્રદ્વારા જણાવવામાં આવ્યું છે કે પ્રમાકીય અગત્યની ચીજોના લીસ્ટમાં દર માસે ૧૫૦૦ ટન રૂનો નિકાશ ઇટાલીયન ગવર્નમેન્ટને માટે મોકલવાનું દાખલ કરવામાં આવ્યું છે. (૨૮-૮-૧૯૧૭)

---

ના. હિન્દિ સરકારના અન્ડર સેક્રેટરી મી. જી. એસ. હાર્ડી આઇ. સી. એસ. તરફથી એક પત્ર અને સીયામમાં આયાત તથા નિકાશ થઇ શકે તેવા વ્હેપારીઓના લીસ્ટમાં વધારાનું લીસ્ટ મળ્યાં છે. (તા. ૧-૯-૧૯૧૭)

વધારાનું નામઃ—

રેનૉગ ટીન ડ્રેજીંગ કમ્પની, સીયામ.

---

મુંબાઇના કલેક્ટર ઑફ કસ્ટમ્સ, આર. એફ. એલ વ્હીટી, એસ્કવાયર, આઇ. સી. એસ. તરફથી સેક્રેટરી ઑફ સ્ટેટના એક તારની નકલ મળી છેઃ— (તા. ૫-૯-૧૯૧૭)

તારમાં જણાવવામાં આવ્યું છે કે લાકડાં કાપવાને લગતું સાંચાકામ તથા ૧ હૉર્સ પાવર સુધીનાં મોટરોની યુનાઇટેડ કીંગડમમાં આયાત બન્ધ કરવામાં આવી છે.

---

મુંબાઇના કલેક્ટર ઑફ કસ્ટમ્સ, આર. એફ. એલ. વ્હીટી, આઇ. સી. એસ. તરફથી, બ્રિટિશ હિન્દુસ્થાનમાંથી નિકાશની જે વસ્તુઓ ઉપર અંકુશ મુકવામાં આવ્યો છે અને જે વસ્તુઓની અટકાયત કરવામાં આવી છે તે વસ્તુઓની નિકાશને માટેની રજા મેળવવાની અરજી કરવાના સબબે વિષે જે નોટીસ કઢાડવામાં આવેલી છે ત્હેની એક નકલ ચેમ્બરની ઑફીસમાં મોકલાવી છે. (તા. ૨૯-૮-૧૯૧૭)

---

ના મુંબાઇ સરકારના અન્ડર સેક્રેટરી મી એ. એફ. એલ. બ્રઇન, આઇ. સી એસ. તરફથી હમને, યુનાઇટેડ કીંગડમમાંથી નિકાશને માટે મૂકાયેલા અંકુશના લીસ્ટમાં સૂધારા વધારાનું લીસ્ટ મળ્યું છે. ( ૬-૯-૧૯૧૭ )

---

પ્રાયોરીટી કમીટીના પ્રમૂખ તરફથી નીચલા પત્રની એક નકલ હમને મળી છે:—

( ૨૧-૮-૧૯૧૭ )

હિન્દિ દારૂગોળાના ખાતાંના સેક્રેટરી તરફથી, મુંબાઇના પ્રાયોરીટી કમીટીના પ્રમૂખને મળેલા તા. ૧૩ મી ઑગષ્ટ, ૧૯૧૭ ના પત્રની નકલ:—

પ્રાયોરીટીની મદદને માટે 'પીકર્સ' ની આયાતના સમ્બન્ધમાની અરજીઓ એવી ભલામણ સાથે પાછી વાળવામાં આવેલી છે કે અરજી કરનારાઓએ અમદાવાદમાંથી કે મદ્રાસમા પલવરમ ક્રોમ લેધર કંપની પાસેથી દેશી બનાવટના 'પીકર્સ' મેળવવા. કદાચ એમ બને કે અહિંની બનાવટના 'પીકર્સ' પૂરતાં નહિં થઇ પડે અને જો નીચે લખ્યા પ્રમાણે અહિં બનાવવામાં નહિં આવે તો પ્રાયોરીટીની મદદ કેટલેક અંશે 'પીકર્સ' આયાત કરવામાં આપવી પડશે. હમણા બંગાલામા જયુટ મીલોને માટે પીકર્સ પૂરાં પાડવાનો સવાલ ચર્ચાય છે અને બોર્ડને એમ ખબર આપવામા આવી છે કે હમણા એક પેઢી પીકર્સ બનાવે છે જે જયુટ મીલોની હાજત બરાબર પૂરી પાડી શકે છે. આયાત થતા માલને બદલે દેશમાં બનાવેલો માલ વાપરવાની આવી જરૂર જોતાં જો હ્માારી કમીટી સ્થાનિક વ્હેપારીઓને આ સવાલની અગત્યતા સ્હમજાવશે અને તેથી પરિણામે જો જેમ બીજા ઇલાકામા બન્યું છે તેમ અહિં પણ દુરસ્તહમન્દ રીતે પીકર્સ બનાવવામાં આવશે તો બોર્ડ ખૂશી થશે. આ દેશ કાચો માલ બધોજ ઉત્પન્ન કરે છે અને ફકત સાહસ અને પ્રયોગજ આ અગત્યના ઉદ્યોગને ખીલવવાને જરૂરનાં છે. બંગાળ વિભાગના દારૂગોળાના કન્ટ્રોલર કલકત્તાના પ્રયોગની માહીતિ તેમજ બીજી રીતે જો કાંઇ મદદ જોઇતી હશે તો તે આપવાને ખુશી થશે.

---

ના. હિન્દિ સરકારના અન્ડર સેક્રેટરી મી. જી. એસ. હાર્ડી, આઇ. સી. એસ. તરફથી હમને, ચીનમાં આયાત તથા નિકાશ થઇ શકે તેવી પેઢીઓના નામના સૂધારા વધારાનુ લીસ્ટ મળ્યું છે. (૧-૯-૧૯૧૭.)

---

મુંબાઇના કલેકટર ઑફ કસ્ટમ્સ મી. આર. એફ. એલ. વ્હીટી, આઇ. સી એસ. તરફથી હમને, ના. હિન્દિ સરકારના યુનાઇટેડ કીંગડમમા આયાત થવા દેવાની બંધી થયેલા માલ સમ્બન્ધી એક તારની એક નકલ મળી છે.

તારની નકલ:—

૨૯ મી ઑગષ્ટને દિવસે બ્હાર પડેલ જાહેરનામા મૂજબ લાઇસન્સ સીવાય યુનાઇટેડ કીંગડમમાં બેકન, માખણ, હૅમ અને લાર્ડની આયાત બંધ કરવામાં આવી છે.

(૧૪-૯-૧૯૧૭.)

---

મુંબાઇના કલેકટર ઑફ કસ્ટમ્સ મી. આર. એફ. એમ. વ્હીટી, આઇ. સી. એસ. હમને લખી જણાવે છે કે ના. સરકારના હુકમ પ્રમાણે હવેથી યુનાઇટેડ કીંગડમમાં કોઈ આયાત કરવામાં બોર્ડ ઑફ ટ્રેડના લાઇસન્સની જરૂર નથી; ફકત મદ્રાસ ગવર્નમેન્ટ, માઇસોરના રેસીડન્ટ કે કુર્ગના ચીફ કમીશનરના સરટીફીકેટનીજ જરૂર પડશે. (૧૩-૯-૧૯૧૭)

## નવાં પુસ્તકો.

હુન્નર માલીકા—ભાગ ૧ લો-હેર ઓઇલ, લવંડર, એટાબમ્લ, હેકોનટપોમેડ, લાઇમજ્યુસ, બામ, દાતન મંજન, એમ્યુલસ્યર, દુધ પાવડર, રોઝ સીરપ, ઇન્ક, બુટ પોલીસ, વીગેરે "અનુભવિક હુન્નરની ગેરન્ટીવાળી બુક કીમત ૭ આના

હુન્નર માલીકા—ભાગ ૨ જો-પરફ્યુમ ફુલસાઇન, રોઝ ઓઈલ, ગ્લીસરાઈન લાઈમજ્યુસ, લેમન સીરપ જાલામૃત, સ્પીરીટ કેમ્ફર વીગેરે અનુભવિક હુન્નરની ગેરન્ટીવાળી બુક કી૦ ૭ આના

હુન્નર-કળા-દર્પણ—ભાગ ૧-૨-૩-૪-સુગંધી તેલો, અતરો, પેનકીલર, રંગો, વેફર કલરો, બાલ હાડવાના પાવડર-તેલ સાબુ હેરડાઇ, ખીલૌનો, સ્વદેશી સ્લેટો, ગુલાબ જળ, ડીવ વોટર, વારનીસ, બાર સોપ, સુગંધી અરકો અને એસેન્સો વીગેરે હુન્નરની બુકો કી૦ રૂ૦ ૧)

સ્વતંત્ર હુન્નર સંગ્રહ—ઉદ્યમી શોધનના અનુભવિક હુન્નરની બુક જે માટે દેશી વેપારી ચેમ્બર તથા બીજા નામીતા આસામીઓના ઉત્તમ અભીપ્રાય મળ્યા છે કી૦ રૂ૦ ૦॥=

હુન્નર સાગર—[illegible] કી રૂ ૧ા-હુન્નર [illegible] કી રૂ ૧ હુન્નર સંગ્રહ કી રૂ [illegible] હુન્નર માલીકા ૩ જો ભાગ (છપાય છે) કી૦ ૭ આના.

"ફીગોળાળી"—રેલ્વે છાપ અગરબતી (૨૫ અગરબતીના ૧પા કીંગનો આનો એકથી ૨ ૧) સુધીની મળશે.

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## STATE AID FOR COMMERCE.

## વ્હેપારને સરકારી મદદ.

### ફૉરીન ઑફીસ તરફથી અગત્યનું પગલું.

ફોરીન ઑફીસના ફોરીન ટ્રેડ ડીપાર્ટમેન્ટ તરફથી, ઇંગ્લન્ડના વ્હેપારીઓને જૂદા જૂદા કોન્સ્યુલર દેશોમાં શી શી વસ્તુઓની ખપત છે, ત્હા કયી કયી વ્હેપારી પેઢીઓ છે વિગેરે બાતમી પૂરી પાડવાને તેમજ દરેક કોન્સલને ઇંગ્લન્ડના વ્હેપારીઓને કયી ઠ્યો જાતની ખબર જોઇએ છીએ તે વિશે જણાવવાને એક નવી યોજના રજૂ કરવામાં આવી છે. આ યોજના જેટલી સાદી છે તેટલીજ વ્યવહારમાં ઉપયોગી થઇ પડે તેવી છે. ઇંગ્લન્ડમા વ્હેપારને લીધે પરદેશોના બજારમાંના ગ્રાહકોની ઉથલપાથલની અસર ભોગવવી પડી ત્હેને લઇને ફૉરીન ટ્રેડ ડીપાર્ટમેન્ટ તરફથી આ યોજના બ્હાર પાડી છે.

આ યોજનાની અસર સ્થાયી થશે ત્હેમાં કશો શક નથી. પરન્તુ આ જાતની ખબર જેટલી ઇંગ્લન્ડના વ્હેપારીઓને ઉપયોગી થઇ પડે તેટલીજ પરદેશી પેઢીઓને પણ થઇ શકે એ સ્હમજાય તેવી વાત છે, તેથી કરીને ફૉરીન ટ્રેડ ડીપાર્ટમેન્ટે એવી જાતનાં પગલાં લીધા છે કે ઇગ્લન્ડની પેઢીઓને આ જાતની ખબર જેમ બને તેમ સરળતાથી મળી શકે અને પરદેશી પેઢીઓને બને ત્હા સૂધી આ ખબર નહિં મળી શકે. હમણાં સૂધી તો એમ કરવામાં આવતું કે સરકારી લીસ્ટમા જેનું નામ હોય તેજ પેઢીને આ જાતની ખબર પૂરી પાડવામાં આવતી અથવા તો જૂદા જૂદા ચેમ્બર ઑફ કૉમર્સ મારફતે જૂદી જૂદી પેઢીઓને આ ખબર પહોચાડવામા આવતી. પરન્તુ આમ કરવાથી જે પેઢીઓ સરકારી લીસ્ટ ઉપર હોય નહિં ત્હેમને માણસોની આવી તંગીના સમયમાં બહુ પંચાતી પડતી તેથી કરીને ડીપાર્ટમેન્ટે એમ કરવાનું શરૂ કર્યું છે કે જૂદા જૂદા ચેમ્બરો મારફતેજ આ ખબરો જલ્દીથી આવી વ્હેપારી પેઢીઓને પહોંચાડવી, અને તેમ કરવા માટે એસોસીએશન ઑફ ચેમ્બર્સ ઑફ કૉમર્સ તથા ફેડરેશન ઑફ બ્રિટિશ ઇન્ડસ્ટ્રીઝની મદદ લેવા માંડી છે.

### જુદી જુદી પેઢીઓને પહોંચાડવામાં આવતી ખબર.

દરેક ચેમ્બરને એવી જૂમ્મેદારી આપવામા આવી છે કે ત્હેમણે જાતે, જે પેઢી બ્રિટિશ હોય અને બ્રિટિશ માલનોજ વ્હેપાર કરતી હોય, ચેમ્બરની સભાસદ હોય અને ડીપાર્ટમેન્ટે ત્હેનું નામ પસન્દ કર્યું હોય ત્હેમને આ ખબર ત્વરાથી પહોંચાડવી; અને જે પેઢી બીજી કોઇ પણ પેઢીને આ બાતમીઓ આપે તે પેઢીને આવી ખબર આપવી એકદમ બન્ધ કરી દેવી. જો કોઇ ચેમ્બર આ પ્રમાણે ખબર પહોચાડવાને અશક્તિવાન હોય (લડ્ડાઇને લીધે કાગળની તંગીને લીધે કે બીજાં કોઈ કારણોને લીધે) તો ડીપાર્ટમેન્ટે પોતે આ ખબર પહોચાડવી. આ જાતની યોજનાનો ઉદ્દેશ એટલોજ કે ચેમ્બરને આ જાતની ખબર પહોચાડવાને જોઇતાં સાધનો તૈયાર કરવાનો વખત મળે તે દરમ્યાન જે પેઢીની ઇચ્છા હોય તે પેઢી ચેમ્બરની ઑફીસમાં જઈને આ ખબર મેળવી શકશે.

આમ કરવાથી, જે પેઢીને આ જાતની સરકારી મદદ મેળવવાની ઇચ્છા હશે ત્હેને ચેમ્બરના સભાસદ થવાની જરૂર પડશે અને એથી ચેમ્બરની અગત્યતામાં અને મોભામાં વધારો થશે, તેમજ સરકાર બ્રિટિશ માલના વેચનારાઓનેજ ઉત્તેજન આપે એ સિદ્ધાન્તને ટેકો મળશે.

## ખબર મેળવવાની યોજના.

આ ખબરો મેળવવાની યોજના બહુ સાદી છે. દરેક વર્ષે એક દળદાર કોન્સ્યુલર રીપોર્ટને બદલે અમૂક જાતનું એક ફૉર્મ દરેક કોન્સલની આફીસને આપવામાં આવ્યું છે તે ફૉર્મ દર ત્રણ મહિને ત્હેમણે ભરીને ડીપાર્ટમેન્ટમાં મોકલાવી આપવું એવી ગોઠવણ કરવામાં આવી છે.

આ ફૉમ જેને C ફૉર્મ કહે છે ત્હેમાં દરેક કૉન્સલ પોતાના ડીસ્ટ્રીક્ટની વજન, તોલ અને માપ તેમજ કરન્સીની માહિતિ આપે છે તેમજ જૂદા જૂદા માલને માટે એક મુખ્ય શહેર કયું છે તે, માલ પૂરો પાડનાર મુખ્ય બન્દર, વસ્તી, આયાત નિકાશની કિંમત, યુનાઇટેડ કિંગડમ સાથેની આયાત નિકાશ, બીજા મુખ્ય ચાર હરીફ દેશોમાંની છેલ્લા ત્રણ મહિનાની આયાત વગેરેની માહીતિ પણ આપવામાં આવે છે. આ જાતના C ફૉર્મ એક બીજું K ફૉર્મ જે દરેક કૉન્સલને ભરી મોકલવાનું હોય છે ત્હેના મદદગારરૂપ થઈ પડે છે.

આ K ફૉર્મ બે વિભાગમાં વ્હેંચાયલું હોય છે પહેલા વિભાગમાં કૉન્સલે પસન્દ કરેલી અને જેમને યુનાઇટેડ કીંગડમની સાથે વ્હેપાર કરવાની ઇચ્છા હોય તે પેઢીઓનાં નામ આપવામાં આવે છે અને બીજા વિભાગમાં મુખ્ય હરીફ પેઢીઓ કે જેમના નામ પસન્દગી પામ્યાં નથી હોતાં ત્હેમના નામ આવે છે. આ દરેક ફૉર્મમાં એકેક પ્રશ્નોત્તરાવલી રાખી હોય છે. આ પ્રશ્નોત્તરાવલી ફૉર્મમાં છાપેલી હોતી નથી, પણ દરેક કૉન્સલને આપવામાં આવી હોય છે અને ડીપાર્ટમેન્ટની ઑફીસમાં પણ રાખે છે. આથી કરીને કૉન્સલે લખેલા ઉત્તરો જે વ્યક્તિની પાસે આ પ્રશ્નાવલી નહિ હોય ત્હેમનાથી બિલકુલ સમજાય તેવા નથી અને પરિણામે ત્હેમને નિરૂપયોગી છે.

આ પ્રશ્નો બધા ટુંકા અને વ્યવહારૂ હોય છે. પેઢીઓમાં ભાગીયાઓ કયી કયી પ્રજાના છે, ત્હેમના બેંકરો કોણ કોણ છે, યુરોપના રેફરેન્સ શાં શાં છે, વ્હેપારની જાત, કયો માલ જોઇએ છીએ, કેવી રીતે તે માલ મોકલી શકાય, કયાં કયાં બન્દરોથી મોકલી શકાય, પેઢીઓ આયાત પોતાને જોખમે જ કરે છે કે કમીશન ઉપર કરે છે કે કન્સાઇનમેન્ટથી કરે છે, કયી કયી સ્ટેટ્યુટરી લીસ્ટમાંની પેઢીઓની જગ્યા તે લઇ શકે તેમ છે, વ્હેપારને માટેની ત્હેમની ટર્મ્સ કૅશ છે કે ઉધાર છે કે ડીસકાઉન્ટથી છે, તે પેઢી નિકાશ કરવાની ઇચ્છા રાખે છે કે નહિં, અને કયી ભાષામાં પત્રવ્યવહાર ચલાવી શકાય તેમ છે વિગેરે માહીતિ તે ફૉર્મમાં પૂછવામા આવી હોય છે. આ જાતના જૂદા જૂદા પ્રશ્નો અન્દર મૂકેલા છે. વખત વીતે આ પ્રશ્નોમા વધારો સૂધારો કે ઘટાડો કરવો ઇચ્છવા યોગ્ય લાગે પણ હમણાંની જરૂરીયાત જોતાં આ પ્રશ્નો બરાબર યોગ્ય છે એમ કહેવામાં કાંઇ અજૂકતું નથી.

## વ્હેપારીઓને સંબંધ.

જે પેઢીઓ બારોબાર વ્હેપાર કરવા નહિં ઇચ્છતી હોય પણ કોઇ ત્યાંની બ્રિટિશ પેઢીઓ સાથેજ વ્હેપાર કરવા માગતી હોય તો ત્યાં ખબર આપવામાં આવે છે અને કૉન્સલોને એમ સૂચના કરવામાં આવે છે કે જૂદા જૂદા ચેમ્બરોની સહાય આ બાબતમા લેવી. આવા કોઇ ચેમ્બરો તે જગ્યાએ નહિ હોય તો જે પેઢી આ કામ કરવા રાજી હોય તે પેઢીની મદદ કૉન્સલે લેવી

અલબત, આ બધામાં મૂળ એક વાત જરૂરની છે. જો કૉન્સલ આ બધી ખબર બરાબર ચોકસાઇ કરીને આપે તો તો આ ખબરોની અગત્યતામાં કશો સન્દેહ નથી. પણ આ પ્રમાણે કૉન્સલો કરશે કે કેમ તે એક પ્રશ્ન છે. જે કાર્ય ત્હેમને સોંપવામાં આવ્યું છે તે બહુ વિકટ છે અને કોઇ કોઇ ઠેકાણે તો કૉન્સલોને બીજાં માણસો પણ આપવાં પડશે. પરંતુ જો ફૉરીન ઑફીસ વ્હેપારી વર્ગની માફક કૉન્સલોમાં પણ હોંશિયારી, ખંત, ઉદ્યોગ વિગેરે ગુણો જોવા માંડશે અને એનો યોગ્ય બદલો આપશે તો સર્વ દિશામા સુધારો થશે.

જેઓ બ્રિટિશ કૉન્સલોને પીછાણે છે તેઓ એમ કહે છે કે તેઓ ખંતથી કાર્ય કરવાને તત્પર હોય છે, પણ ત્હેમને શાં કાર્યો કરવાં એ વિશે કાંઇ ખાસ સુચનાઓ આજ સુધી આપવામાં આવતી ન હતી. ગમે તેમ હો, પણ આ યોજના ઘડનારાઓને પોતાના કૉન્સલોની શક્તિ ઉપર વિશ્વાસ છે અને તે પણ ન્હાનીસૂની વાત નથી.

આ નવી યોજનાને બ્રિટિશ વ્હેપારી વર્ગ કેવી રીતે સ્વીકારે છે તે પણ જોવાનું છે. પણ એક રીતે જોઇએ તો બીજા દેશોને કયી કયી વસ્તુઓની જરૂરીયાત છે તે જાણ્યાથી બ્રિટિશ વ્હેપારીઓને ફાયદો જ છે અને તેથી કેટલીક મુખ્ય વ્હેપારી પેઢીઓએ તો જણાવેલું છે કે હમે આ યોજનાની ફત્તેહમાં હમારા સ્વાર્થને લઇને કાંઇ વિઘ્ન નાખશુ નહિં.

જુદા જુદા વ્હેપારી ચેમ્બરોને આ બહુજ સારી તક વ્હેપારના ઉત્કર્ષને માટે સરકાર સાથે મળીને કામ કરવાની છે અને જો આ તક એઓ ગુમાવશે તો મુર્ખાઇજ કહેવાશે. ચેમ્બરોને આથી ઘણીજ અગત્યતા મળી ચૂકી છે.

---

us to say that shipments consigned to us are frequently sold to our customers while the materials are in transit. This means that the expense of storage is eliminated and that we are thereby enabled to make prompt settlement.

Some of the members of your chamber of commerce and others have difficulty in buying American goods, and the cause may be that they are not getting individual attention. We want to serve only one good firm in a given line from each country and in that way, all the advantages of a United States branch house plus the intimate knowledge of the American market is maintained.

Our experience in purchasing, collecting, and forwarding merchandise, ensure your merchant that they will receive the quality they want. Our ability means lowest prices to our clients, carefully packed shipments, correct routing and invoicing of goods.

So you see our aim is two fold; 1st-to sell your merchants products at the prevailing market price and 2nd to buy for them at the lowest price possible.

Your organization may be glad to learn of us and we would be pleased to have you bring this notice to the attention of your members, advising them that satisfactory arrangements can be made regarding financing any business dealings that we may have. We refer you to the First National Bank of Boston.

We want Scarp Limed Buffalo Hide pieces such as from cotton picker makers factories and whip shops. Our cable address is—"MORGANSEL" Boston. Any offer that your friends have to make now, may be cabled to us at once.

Any courtesy that you extend to us will be appreciated and we ask you to feel at liberty in calling on us to reciprocate.

Trusting that we may have the pleasure of inaugurating and developing an extensive and profitable trade for our mutual benefit, we are gentlemen.

Earnestly yours,
MORGAN'S SELLING
SERVICE, INC.
J. G. MORGAN.
President.

JGM/F

P. S.

After calling the attention of your members to our service, will you please send us a list of firms, who have the kind of materials that we want, and also give us the name of your most influential Bank.

M. S. S. INC.

---

## OUR ENGINEERING DEPARTMENT

is prepared to furnish specifications and estimates on machinery for Tanneries, Paper Mills, Textile Mills and Glue, Sand Paper, Emery Cloth, Paint and Varnish Factories.

Every man in this department is reliable and efficient, he knows the good points of all the machines that are being used in his particular line and can suggest improvements for special purposes. Your interests are protected because we are

---

## પંજાબમાં રાળ યાને બેરજાનો ઉદ્યોગ.

પંજાબના જંગલખાતાંના ૩૦ મી જૂન, ૧૯૧૬ માં પૂરાં થતાં વર્ષનો રીપૉર્ટ રાળ સમ્બન્ધી નીચે મૂજબ જણાવે છેઃ—

આ વર્ષમાં ૧,૩૭,૯૩૩ રૂા. ની ગ્રોસ આવક 'રેસીન' (રાળ) ની ફેક્ટરીમાં થઇ હતી. ગયે વર્ષે એટલે કે ૧૯૧૪–૧૫ માં ૫૯,૭૫૮ રૂા. ની આવક થઇ હતી. બેરજો તથા ટરપેન્ટાઇનની માંગણી બજારમાં ઘણી હોવાથી કારખાનાંએ ડેપ્રીસીએશન વિગેરેમાંના ૬% બાદ કરતાં ૧૪% ઉપરાન્ત ફાયદો કર્યો હતો. કારખાનામાં મોંઘો પણ નવા જમાનાને અનુસરતો સાંચા કામનો પ્લૅન્ટ ગોઠવવાથી થતો ફાયદો તાદૃષ્ય જણાયો હતો અને સરકારને ફાયદો થવા ઉપરાંત, લ્હડાઇને લીધે અમેરિકા તથા યુરોપથી આ વસ્તુ આવતી નથી તેથી દેશની પ્રજાને પણ ઘણો લાભ થયો હતો. લ્હડાઇ પૂરી થયાં કેડે પણ આ ઉદ્યોગ હાલની ધીકતીજ સ્થિતિમાં રહેશે અને પરદેશી માલ સ્હામે ટક્કર ઝીલી શકશે એવી આશા રખાય છે. ૧૩,૧૦૨ મણ બેરજો રાવળપીંડીના જંગલોમાંથી એકઠો કરવામાં આવ્યો હતો. તે અને સ્ટોકમાં હતો તે એમ કરીને કુલ્લે ૧૯,૫૧૧ મણ બેરજો ગાળવામાં આવ્યો હતો અને ત્હેમાંથી ૧૨,૧૬૯ મણ રોસીન (Rosin) અને ૩૧,૪૪૫ ગેલન ટરપેન્ટાઇન કહાડવામાં આવ્યાં હતાં. લ્હડાઇને લીધે બજાર સારૂં રહ્યું હતું અને એક મણ રોસીન દીઠ રૂા. ૧૫ તથા એક ગેલન ટરપેન્ટાઇન દીઠ રૂા. ૩–૧૪–૦ ઉપજી શક્યા હતા. અલબત, આવી સારી સ્થિતિ હમ્મેશ રહેવાની નથી પણ આથી ઉદ્યોગને બહુ સારો ટેકો શરૂઆતમાં મળી ગયો છે. એક મણ બેરજો રૂા. ૩–૪–૦ નો પડવા જાય છે અને ત્હેને ડીસ્ટીલ કરવાનો ખર્ચ મણે રૂા. ૨–૦–૬ આવે છે. ગ્રોસ રેવન્યુ એક મણ બેરજા દીઠ રૂા ૮–૦–૦ પડે છે. ૫,૫૦,૦૦૦ બ્લેઇઝીઝ હમણા ચાલુ છે અને વર્ષે દિવસે ૨૫,૦૦૦ મણ રેસીનને ડીસ્ટીલ કરવામાં આવે છે હજી ફક્ત રાવળપીંડીના જંગલમાંજ કામ કરવામાં આવે છે અને જ્યાં સૂધી બજારમાં ટરપેન્ટાઇનની ઝાઝી ખપત થાય નહિં ત્યાંસૂધી બીજી જગ્યામાં શોધખોળ કરવાનો વિચાર નથી. આ ઉદ્યોગમાં બાકી પૂરાંત રોકડ રૂા. ૩૨,૨૮૧ ની રહી છે. સ્ટૉકની કિંમત હાલના બજારૂ ભાવથીજ રાખવામાં આવી છે કારણ કે ચ્યોરડરો હમણાંથીજ નોંધી લેવામાં આવ્યા છે. પ્રોફીટ એન્ડ લૉસ એકાઉન્ટમાં સિમલાના ફૉરેસ્ટ ઑફીસરના રૂા. ૬૦૦૦ આમેજ કરીએ તો કુલ્લે નફો રૂા. ૧૨,૫૨૬ વર્ષનો રહયો છે.

---

## ખાંડ સ્વદેશી કે વિદેશી સારી?

આપણે ખાંડને માટે જરા નજર કરીશું તો જણાશે કે દેશી ખાંડની મોંઘારત થવાનું

શું કારણ? આપણા દેશમાં ખાંડ સ્વદેશી બનાવવા માંડી અને વિદેશીની ઘણી આયાતને વખતે આપણે દેશી ખાંડ મોંઘી પડતી પણ લેતા, હવે અત્યારે વિદેશીનાં મોંઘારતમાં સ્વદેશી ખાંડના વેપારીઓ તેના પણ સજ્જડ ભાવ લે છે. શું એકાદ રૂપિયે ઓછી ન વેચી શકાય? કંઇ સ્વદેશી ખાંડનો ઉપયોગ વધે તેમ ન થઇ શકે? પણ અમારી જાણમાં આવ્યું છે કે જે સ્વદેશી ખાંડ આપણે લઇએ છીએ તેમાં ઘણી બનાવટી અને દગાવાળી હોય છે. અમે બનાવી જોઇ છે. તેની બનાવટ એવી છે કે ખાંડને દળી કાઢે છે અને તેમાં જોઇતા પ્રમાણમાં રતાશ માટે દેશી ગોળનું મિશ્રણ કરે છે. કોથળામાં થોડી ભરી ખૂબ ખુંદાવે છે એટલે બધી એકરસ થઇ જાય છે. અને અસલ સ્વદેશી જેવી રાતી થાય છે. હવે આ ખાંડ અપવાસમાં કે ફરાળી ચીજમાં કેમ વાપરી શકાય? માટે તે કરતાં તો સાકર સારી. અને સ્વદેશીને નામે લુંટાવા અને લુંટવા કરતાં ધર્મ સચવાય તેમ થાય તો સારૂં. અને દરેક બંધુ સ્વદેશીના નામને બટ્ટો ન લગાવે તો સારૂં.

મંગળ.

અને પરદેશી આયાત (સુતરની) પર આધાર રાખનાર છે. ત્યારે આપણે સ્વદેશી માલને નામે છેતરાઇએ છીએ તે કરતાં પરદેશી શું ખોટા? આ બધું રૂ હિંદમાં રહી ઘણી મીલોનો વધારો કરી કામકાજ આપે તો આખી દુનિયાને માલ પુરો પાડી શકે. ગયા બે માસમાં પોરબંદર રસ્તે કેટલું બધું રૂ ગુણાઇ ખાતે ગયું તે નીચેના આંકડાથી જણાશે. લગભગ ૯૫,૭૮૪ ગાંઠ રૂ વહાણમાં ગયું. તેના રૂા. ૧૬,૬૩,૦૮૯) ની લગભગ કિંમત થાય છે. ત્યારે આગામી પેદાશના ભાવ કેટલા ચઢે? અત્યારે અમારા તરફમાં કપાસના છોડ હજુ ઉભા છે (નાના નાના) તેટલામાં તેનું રૂા. ૬ થી ૭ ના મણ લેખે સંદાણ પણ થઇ ગયું છે ત્યારે આપણા વેપારીઓ માત્ર નાણાંનાજ ભૂખ્યા છે. કોઇ નાણાં આપે તો તેમના બંદાણા પણ આપી દે છે તેવા ઉદાર છે. અમને આશા છે કે અમારા લેખથી કોટનનો કંઇક હિંદમાં સદુપયોગ થાય તો ભવિષ્યમાં મોંઘારતના ભયથી મુક્ત થવાનો વખત આવે; નહિં તો સાધારણ અને ગરીબ માણસોના તો મરણજ છે.

લી. ?

શ્રી કૃષ્ણ મંદિર,
નડિઆદ, તા ૨૮-૭-૧૯૧૭ } મંગળ.

તાળાંની પ્લેટો:-વિલિયમ ફોસ્ટર એન્ડ કુાં.
અને પેસ્કો ગ્રીનફેમ એન્ડ સન્સ,
લીડન હાલ બીલ્ડીંગ્ઝ ઇ. સી.
ફ્રીશ બૉલ્ટસ:-જી. કૂપર એન્ડ સન્સ. શેફીલ્ડ.
કાગળ:-હૉલિંગવર્થ એન્ડ કુાં. મેઇડ સ્ટોન.
રમંગઃ-ટી. ટર્ટન એન્ડ સન્સ, શેફીલ્ડ.
ટયુબ:-સ્ટુઅર્ટસ એન્ડ લૉયડ ગ્લાસગો.
હૉવેલ એન્ડ કુાં શેફીલ્ડ,
જોન, રસલ એન્ડ કુાં વૉલ્સૉલ.
બ્રિટિશ મૅન્સમેન ટયુબ કુાં. લન્ડન વૉલ.
ટાયર:-સ્ટોવ, પીચ એન્ડ ટ્રૉઝર, શેફીલ્ડ
વીમ્પ લીમીટેડ શેફીલ્ડ
તાર:-જોનસન, મેથી એન્ડ કુાં.
૭૮, હાર્ટન ગાર્ડન, ઇ સી.

---

ઔદ્યોગિક કાર્યોને માટે વાપરવામાં આવતા, અહિં બનાવાતા રેકટીફાઇડ સ્પીરીટ ઉપરની જકાત બંધ કરવા સંબંધી નામદાર હિન્દિ સરકારે નીચે મુજબની 'પ્રેસ નોટ' બ્હાર પાડી છે:—

નામદાર હિન્દિ સરકારે, ઔદ્યોગિક કાર્યોને માટે વપરાતા, અહિં બનાવવામાં આવતા રેકટીફાઇડ સ્પીરીટના એક ગેલન દીઠ રૂા. ૧૧-૪-૦ ની જે જકાત લેવામાં આવતી હતી તે નીચલી શરતોથી કહાડી નાખવાનો હુકમ કર્યો છે:—

(અ) આ છુટનો ગેરઉપયોગ નહિં થાય ત્હેને માટે ઘટતાં પગલાં લેવા, તેમજ જો આને લઇને કેટલેક ઠેકાણે એકસાઇઝ ખાતું ઉઘાડવું પડે અને એ દિશામાં કાંઇ ખર્ચ થાય તો તે ખર્ચ આ લાભ લેનાર વ્યક્તિએ ભરપાઇ કરવો.

(બ). આ છુટ દરેક છુટી વ્યક્તિને આપવામાં આવશે અને દરેક વ્યક્તિના કેસ ઉપર ધ્યાન આપવામાં આવીને પછીજ ત્હેને છુટ આપવામાં આવશે, અને જેમાં ડીનેચર્ડ સ્પીરીટ વાપરવાથી નુકશાન થાય એમ નહિં હોય ત્હેમાં તો આ પ્રમાણેની છુટ આપવામાં આવશેજ નહિં.

૨. આ લાભ મેળવવાની અરજી ડીસ્ટ્રીકટ કલેકટર (મુંબાઇમાં) મુંબાઇના કલેકટર, સીન્ધમાં કમીશનર, ગ્રીકું, અફીણ, અને આબકારીના કલેકટર, કે એડનના પોલીટીકલ રેસીડન્ટની મારફતે તે તે જગ્યામાંથી અરજી કરનારે મોકલવી.

---

હિન્દિ ઑફીસ તરફથી મે, ૧૯૧૭, માં થયેલા નવા કૉન્ટ્રકટોનું લીસ્ટ હમને હિન્દુસ્થાનના આંકડા ખાતાં તરફથી તા. ૨૭ મી જૂલાઇ, ૧૯૧૭ ને રોજ મળેલું છે, તે નીચે મુજબ છે:—

હિન્દિ ઑફિસ: સ્ટોર ડીપાર્ટમેન્ટ:
મે. ૧૯૧૭.

કેમ્બ્રીક:-એફ-સ્ટીનર એન્ડ (કં). ચર્ચ, લેન્કેશાયર.
કારબન કપ્સ:-પીલ કોનર ટેલીગ્રાફીક વર્કસ, મીડલેન્ડ બૅંક ચેમ્બર્સ, કવીન વિકટોરીયા સ્ટ્રીટ, ઇ. સી.
સેલસ (Cells):-જનરલ ઇલેકટ્રીક કમ્પની, ૬૭, કવીન વિકટોરીયા સ્ટ્રીટ, ઇ. સી. નં. ૪.
કાપડ:-ન્યુ પેગૅમોઇડ લીમીટેડ, ૧૪૪, કવીન વિકટોરીયા સ્ટ્રીટ, ઇ. સી. નં. ૪.
તાંબાના બોલ્ટ:-વીલીયમ્સ, ફોસ્ટર એન્ડ કું. અને પેસ્કો, ગ્રેનફીલ્ડ એન્ડ સન્સ, લીડન હૉલ બીલ્ડીંગ્ઝ, ઇ. સી. ૩.
કૉપર સલફેટ:—જી, બુર એન્ડ કમ્પની ૨૧, ચીનમીંગ લેન, ઇ. સી. ૩.
એન્જીનો:—બ્લેકસ્ટોન એન્ડ કમ્પની, સ્ટેમફર્ડ.
ફાઇલ્સ:—સર જોસફ, જોનાસ કોલ્વર એન્ડ કુાં. શેફીલ્ડ.
ગોલ્ડ લીફ:—જી એમ. વ્હાઇલી એન્ડ કમ્પની ૫૮, વ્હીટ ફીલ્ડ સ્ટ્રીટ, ડબલ્યું.
ઇન્સ્યુલેટર કપ્સ:—બુલર લીમીટેડ, લૉરેન્સ પોઉન્ટની હીલ ઇ. સી.
લોઢાના મળીયા:—હલ, ફૉર્જ, આયર્ન એન્ડ કમ્પની, હીલ
સ્ટીલ પેનો:—પેરી એન્ડ કમ્પની, ૪૯, ઓલ્ડ બેઇલી, ઇ. સી. ૪.

રંગઃ—મીલીકેટ પેઇન્ટ કમ્પની, ૪૬, કેનન સ્ટીટ. ઇ. સી. ૪.
કાગળઃ—એલમ્સ ડુપ્લીકેટર કમ્પની, ૧૨, ઇ. સી. ૨.
પેનસીલોઃ–ઇગલ પેનસીલ કમ્પની ટૉટનહેમ, નં. ૧૭
પ્રીન્ટીંગ ફૉર્મ્સઃ–વૉટરલો એન્ડ સન્સ, ૨૬, ગ્રેટ વિન્ચેસ્ટર સ્ટ્રીટ, ઇ સી.
પમ્પ્સઃ-વરધીંગટન પંપ કમ્પની, ક્વીન્સ હાઉસ, કીઞ્ઝવે, ડબલ્યુ સી.
સ્ટીલઃ–વૉટસન, સેવીલ એન્ડ કંપની શેફીલ્ડ.
સ્વીચબોર્ડઃ–ઓટો ટેલીગ્રાફ મેન્યુફેકચરીંગ કું. લેનોક્સ હાઉસ, નોરફોક સ્ટ્રીટ, સ્ટ્રાન્ડ, ડબલ્યુ. સી.
ટેલીફોન સેટસઃ-પીલ કોનર ટેલી. મેન્યુફેકચરીંગ કંપની. મીડલેન્ડ બેંક ચેમ્બર્સ. ક્વીન વિક્ટોરીયા સ્ટ્રીટ, ઇ. સી.
વૉશટોપ્સઃ–બ્રુનર મૉન્ડ એન્ડ કંપની, નૉર્થવીચ, ચેશાયર.

---

## ચેમ્બર ઑફ કૉમર્સનું સ્થાન.

એસોસીએશન ઑફ ચેમ્બર્સ ઑફ કૉમર્સ ઉપર બોર્ડ ઑફ ટ્રેડના વ્હેપારને લગતાં ડીપાર્ટમેન્ટ તરફથી ચેમ્બર ઑફ કૉમર્સનું વ્હેપારને લગતાં ક્ષેત્રમા સ્થાન નક્કી કરવા નીચે મુજબનો પત્ર મોકલવામાં આવ્યો હતો, જે ઉપરથી જણાશે કે ઇંગ્લાંડમાં વ્હેપારી ચેમ્બર્સો અને એસોસીએશનોને સરકાર તરફથી કેટલું બધુ વજન અપાય છે.

(બૉર્ડ ઑફ ટ્રેડ કમર્શીયલ ડીપાર્ટમેન્ટ)
ગ્વીડીર હાઉસ, વ્હાઇટ હૉલ.
એસ. ડબલ્યુ

મહેરબાન સાહેબ,

કમર્શીયલ ઇન્ટેલીજન્સની એડવાઇઝરી કમિટી તરફથી સ્વીકારાયેલા ઠરાવની એક કૉપી બોર્ડ ઑફ ટ્રેડની સૂચનાનુસાર આપની કાઉન્સીલ સન્મુખ રજૂ કરવા મોકલી આપું છું.

હું છું આપનો,
એચ. ફાઉન્ટન.

"બૉર્ડની જૂદા જૂદા ચેમ્બર ઑફ કૉમર્સ કે જેમનું બંધારણ પોતાના કામમાં સફળતા અને વિચારપૂર્વક વર્તનની પૂરતી ખાત્રી આપે છે, ત્હેમની સાથે મળીને જે દલીલો મૂકવામાં આવી હતી અને તે ઉપરથી જે વાદવિવાદ ચાલ્યો હતો તે ઉપરથી એમ ઠરાવ કરવામાં આવે છે કે, બૉર્ડ ઑફ ટ્રેડ અને બીજાં સરકારી ખાતાંઓ સાથે મળીને વધુ નિકટ સંબંધમાં આવીને કામ કરવાના ઉદ્દેશથી વ્હેપારી ચેમ્બરોની પદ્ધતીમાં સુધારો કરવા સંબંધી, એસોસીએશન ઑફ કૉમર્સની કાઉન્સીલને અરજ કરવી."

આ કાઉન્સીલના કેટલાક સભાસદો કે જેઓ એડવાઇઝરી કમીટીમાં પણ સભાસદ છે ત્હેમણે કાઉન્સિલ આગળ આ ઠરાવનો હેતુ સમજાવ્યો અને તે ઉપરથી, સરકારી ખાતાંઓની સાથે મળીને કાર્ય કરવાના ઉદ્દેશથી ચેમ્બર્સ ઑફ કૉમર્સના સ્થાનમા સુધારો કરવાને માટે શાં શાં પગલાં લેવાવા જોઇએ અને સરકારને શી શી ભલામણો કરવી જોઇએ તે વિષે મુદ્દો તૈયાર કરવાને નીચલા ગૃહસ્થોની એક સ્પેશ્યલ કમિટી નિમવામા આવી હતી.—

સર આલજરનોન એફ. ફર્થ. (પ્રમુખ).

મી ઇ. મેનવીલ
રાઇટ. હૉન લૉર્ડ સાઉથ વર્ક.
મી. એ. જે. હૉબસન.
(ઉપ પ્રમુખ)

મી. જે. એ એઇટન.
" શેરવી. બેન એમ. પી
" ઇ. જે. બ્રુમ.
" જે. હૂકીંગ.
" જે. એ લૉન્સ
" એલ એ. માર્ટીન.
" જે. ડબલ્યુ. મરે
" ટી ડી. રીડ.
" છ રેનવીક
" એ. એમ સેમ્યુઅલ
સર ડબલ્યુ. એ. ઑ, મીસ્ટલી. એમ પી
મી. ટી. એફ. પેનફાધર.
(સભ્યો)

આ કમિટીને સભ્યો વધારવાની સત્તા આપવામાં આવી છે.

---

ઉંચી પોલીસ કરેલા ટેબલ રોપ ખરીદ કરવા કયાં જશો ?



# દાવડાની ચીમની.

લડાઇ શરૂ થવા સાથે જાપાની કાચની ચીમનીઓ આવીને તે માલ વાપરવામાં ઘણો ખરચ કરાવે છે તે ચીમની પડી જાય, તેમજ જરા વધુ બત્તી થાય તેમજ હવા લાગે તથા પાણી પડે કે તરત ભાંગી જાય છે ને રોજની બે ત્રણ ચીમનીઓ તમોને લેવી પડે છે

અમારી પેટંટ ચીમની તમો વાપરો જે પડી જવાથી બત્તી વધી જવાથી રોશની આપતી ચીમની ઉપર પાણી પડે તોપણ ભાંગતી નથી ને દર વરસે તમારા રૂ ૨૦) નો અમારી એક ચીમની વાપરવાથી બચાવ થશે.

દરેક જાતની ચીમનીઓ બનાવનાર— **દાવડાની કું**

મુમ્માદેવીના કુવારા પાસે ઓધા કુબેરના માળામાં પેસ્ટ ના ૩

પ્રાઇઝ લીસ્ટ મફત—વેપારીઓને ભરપુર કમીશન જલદી મગાવો

---

# બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

## અમર નામ.

નડીઆદ હિંદુ અનાથાશ્રમને એકી વખતે રૂ. ૨૦૦) આપનાર દાતાના નામની આરસની તખ્તી આશ્રમની ઑફીસમાં ચોઢવામાં આવશે તથા તે રકમના વ્યાજમાંથી દરેક વર્ષ નક્કી કરેલા દીવસે દાતાના સ્મરણમાં અનાથોને જમાડવામાં આવશે.

## પચીસ રૂપિયામાં ગૌદાન !!

રૂ. ૨૫) આપવાથી એક "ગૌદાન" ગણી તેના વ્યાજમાંથી અનાથોને દુધ આપવામાં આવે છે તથા દાતાનાં નામનું લીસ્ટ બોર્ડપર લખી જાહેર ભાગમાં મુકી સ્મારક રખાય છે

એક રૂપિયો ને તેથી વધુ દાન આપનાર ગૃહસ્થોનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રગટ થાય છે. વાર્ષિક રિપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

---

Established 1911.

# રહેવાની તથા જમવાની

## સગવડ સાથે

# ધી હિન્દુ લૉજ.

પ્રીન્સેસ સ્ટ્રીટ — પટણી બીલ્ડીંગ, મુંબઇ.

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા મા બતાવેલી રૂઢી પ્રમાણે ઈ. સ. ૧૯૧૬ માં ખાડ ઉપર કેટલી જગાત થશે, તે અ દાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમા પ્રથમ સપ્ટેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કિંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત. | ઇ. સ. ૧૯૧૭ ના જુલાઈ માસમા થયેલી આયાત જથ્થો હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ | ૧૯૧૬ ની પહેલી અકટોબર સુધી થયેલી આયાત. જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. |
|---|---|---|---|---|
| ખાડ ગાગડીવાળી બીટ જાતની | .. ... | .. ...... | ૭ | ૧૮—૮ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૧૫૬ | ૧‘—૦ | ૭૪,૬૬૨ | ૧૯–૦ |
| ,, ,, જાપાનમાંથી | ૫,૮૬૬ | ૧૭—૪ | ૨,૭૭,૮૨૪ | ૧૮-૪ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાથી | ........ | . ... ... | . ....... | ......... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૩,૩૬,૪૦૪ | ૧૬—૪ | ૪૨,૦૬,૯૪૭ | ૧૭--૪ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૧,૦૯,૧૭૬ | ૧૩—૮ | ૨૦,૧૧,૮૨૭ | ૧૫-૧૨ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ....... . | ........ | ......... |
| ,, ,, મોરીશીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી | ૫૦૩ | ૧૫—૪ | ૪,૪૨,૧૩૨ | ૧૭—૪ |

## IMPORTS OF SUGAR.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| | બીટની ખાંડ. નામ. | | શેરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૭ હંડ્રવેટ | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૭ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૭ હંડ્રવેટ. |
| બંગાળા | ... | ... | ૪,૯૪,૮૪૪ | ૨,૧૬,૦૨૩ | ૪,૯૪,૮૮૪ | ૨,૧૬,૦૨૩ |
| મુંબઇ | .. | ... | ૧,૩૭,૯૯૬ | ૯૨,૦૯૧ | ૧,૩૭,૯૯૬ | ૯૨,૦૯૧ |
| સિંધ | ... | ... | ૩,૦૬,૨૯૫ | ૧,૦૩,૬૦૧ | ૩,૦૬,૨૯૫ | ૧૩,૬૦૧ |
| મદ્રાસ | ... | ... | ૧૧,૦૮૫ | ૨૬,૮૪૪ | ૧૧,૦૮૫ | ૨૬,૮૪૪ |
| બર્મા | ... | ... | ૧૪,૩૬૨ | ૧૫,૩૬૧ | ૧૪,૩૬૨ | ૧૫,૩૬૧ |
| કુલ | ...... | ...... | ૯,૬૪,૬૨૨ | ૪,૫૩,૯૨૦ | ૯,૬૪,૬૨૨ | ૪,૫૩,૯૨૦ |

---

# NEW PATENTS.

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા માટે જૂલાઈ ૧૦ મી તારીખ અને તે પછીથી નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| એ. જે. મેરેટ. | ચામડાં કેળવવા માટે. |
| એ. ઇ. વ્હાઇટ. | મીકસીંગ મશીનમાં સૂધારા. |
| ડબલ્યુ. આઇ. મોમ્સ. | મલ્ટીપલ બૅરલ ગન (બંદૂક) મા સૂધારા |
| એચ. એ. ટરનેજ. | બાઇસીકલ સ્ટેન્ડમા સૂધારા. |
| જનરલ રબર કું. | રબર વસ્તુઓમાં સૂધારા. |
| ઈ. એ. વેસ્ટ. | હાઇડ્રૉલિક પ્રેસમા સૂધારા |
| જે. સી. ક્રેટસ. | ઇન્શ્યુલેટીંગ અને તેવી જાતની ચીજોમા સુધારા. |
| ડબલ્યુ. જી. હેનશૉ. | પૉર્ટલૅન્ડ સીમેન્ટમાં કામ લાગતાં પૉટેશિયમ સૉલ્ટ ( પાણીમાં પીગળી જાય તેવાં ). |
| આઇ ડેવીડ. | દાકતરી ખાતામા કામ લાગતી પંપ સીરીંજમાં સૂધારા. |
| એ. એમ નિકોલસ. | નક્કર અને પ્રવાહી પદાર્થો જૂદા કરવાના સંચામાં સુધારા. |
| ચંદીરામ હરિસિંગ કૂકરેના | પંકચર સીલ. Puncture Seal. |
| મહુમ્મદ–સૈયદ–ઉદ–દીન–ખાન. | Granity water Elevator. |
| ઈ. ઇ. દત અને પી. સી. દત. | સોડીયમ અને આલુમીનીયમ હાઇપો કલોરાઇટસના બનાવટની રીત |
| વી. જી. પીગટ, પી. ઇ. બિલિંગ હર્સ્ટ. અને ગી. એ. સ્ટીવનસન. | સલફર કહાડવાની સુધારેલી રીત. |
| રોશનલાલ કનૈયાલાલ | તાળાની બનાવટ. |
| એ. આર વેસ્ટન. | Level Crossing lamp bracket |
| એ. ઇ. સ્ટુાઉડ. | શાળાની રીડમાં સુધારા. |
| એ. ઇ. સ્ટ્રાઉડ | વરટીકલ શાળામાં સુધારા. |
| એફ. ડબલ્યુ. ફીનલી અને આર. ઇ. લીયોનાર્ડ. | કૂવા શોધવાની અને જમીનમા ખાડો ખોદવાની રીત |

| અરજી કરનારનું નામ. | શા માટે. |
| --- | --- |
| આર. કે. શેઠ અને જે. એલ. પંચાલ. | ઓટોમેટીક પમ્પ. |
| ધ. કે. સ્કૉટ અને એફ. હાઉડસ. | નાઇટ્રોજન માટે વિજળીની ફરનેસ. |
| ટી. એન્ડ્રુ. | લીકવીડ સ્પ્રેયર્સ અને એટમાઇઝર્સ. Liquid Sprayers and atomisers. |
| સી. પી. મેન્ડબર્ગ. | પાટાને માટેની હીટ ટ્રીટમેન્ટ. |
| ઇ. વેઈનલ અને એમ. કૂપર. | વેજીટેબલ અથવા ઍનિમલ ફાઈબર્સને વણવાના અને કાંતવાના કામમા સુધારો. |
| રૉબર્ટ સ્ટીવનસન અને કું. અને સી. એન. ગુડૉલ. | લોકોમોટીવ ઍંજીનમાં સુધારા. |
| ઇ. હડસન અને ડબલ્યુ. એસ. હડસન. | સ્લીપરની સાથે પાટા જડવાની રીત. |
| એસ. ડી. ગારબીસ. | પેટ્રોલના ટીનને માટે નાળચાં. |
| મીસીસ. ઈ. એલ. ડી. બી. બાલફર. | ખીલામાં સુધારા. |

---

આ બાબતનો સઘળો પત્રવ્યવહાર "કન્ટ્રોલર ઑફ પેટન્ટસ ઍન્ડ ડીઝાઈન્સ, ૧ કાઉંસિલ હાઉસ, કલકત્તા" એ પ્રમાણે કરવો. દરેક અરજી કરનાર ઉમેદવારે પેટન્ટ ઑફીસ હેન્ડબુક (કે જેમાં ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન એકટ, ૧૯૧૧, ઈન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઈન્સ રૂલ્સ, ૧૯૧૨, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઈન્સ, ૧૯૧૫ આપેલા છે) વાંચીને પછી અરજી કરવી. અરજીને માટેના પ્રીન્ટેડ સ્પેસીફીકેશન્સ તેમજ પેટન્ટ ઑફીસના બીજાં પુસ્તકો મુંબઇમા નીચેને ઠેકાણે વિના મૂલ્યે જોવા દેવામા આવશે:—

રેકૉર્ડ ઑફીસ, મુંબાઇ.

વિક્ટોરીયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, ભાયખલા.
બોમ્બે ટેક્સટાઇલ એન્ડ એન્જીનીયરીંગ એસોસીએશન, નં. ૧, એ, સમેકસ રોડ, પરેલ.

---

# COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF JULY 1917.

## ઇ. સ. ૧૯૧૭ ના જુલાઇ માસ માટે પોર્ટ ટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | તા. ૧ પહેલી ૧૯૧૭ ના જુલાઇ ને દિને સ્ટૉક | ૧૯૧૭ ના જુલાઇ થયેલી ડીલીવરી | ૧૯૧૭ ની ૧ લી આગસ્ટ તારીખે સ્ટૉક. | ૧૯૧૬ ની ૧ લી આગસ્ટ ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૨૬,૭૭૪ | ૪,૫૮૮ | ૨૫,૭૫૮ | ૨૮,૪૭૪ |
| ,, ,, પેટી | ૨૩,૯૯૨ | ૬,૯૯૫ | ૨૧,૬૯૫ | ૨૬,૯૯૬ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી. | ૭૧૧ | ૭૨ | ૭૧૯ | ૩૩૧ |
| રેશમ તથા ઉનની પેટી. | ૧,૫૪૩ | ૧૪૬ | ૧,૫૨૩ | ૮૪૭ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉ) પેકેજીઝ | ૪,૧૬૫ | ૧,૫૭૦ | ૨,૯૧૯ | ૪,૭૨૦ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૧,૯૨૧ | ૭૦૫ | ૧,૭૩૦ | ૨,૧૯૪ |
| ત્રાંબાના ટન | ૧,૪૩૭ | ૫૮ | ૧,૩૮૨ | ૨,૭૪૪ |
| પીતળના ટન | ૫૧૦ | ૧૧૩ | ૪૧૭ | ૧,૦૬૮ |

---

ધી ગોઝમે ટાઇપ માર્ટ ૨૧ બેંક ઓફ ફોર્ટ મુંબઈ.

## SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૭ ના મે માસમાં હિંદુસ્તાનની ગીરણીઓમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

| સુતર (રતલ) | | |
|---|---|---|
| બ્રિટીશ ઈન્ડીયા | ૧૯૧૬ | ૧૯૧૭ |
| મુંબઇ | ૪,૧૯,૧૧,૧૯૬ | ૪,૩૧,૬૧,૨૨૫ |
| મદ્રાસ | ૩૬,૪૬,૯૫૨ | ૩૯,૭૩,૮૨૬ |
| બંગાળા | ૧૯,૪૬,૧૪૬ | ૨૬,૭૨,૩૨૯ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | ૩૮,૦૨,૬૯૭ | ૩૫,૬૩,૨૮૦ |
| અજમેર મેવાડ | ૨,૬૮,૬૧૩ | ૨,૦૭,૩૪૭ |
| પંજાબ | ૪,૨૯,૮૧૧ | ૨,૪૦,૧૪૬ |
| દીલ્હી | ૨,૩૨,૭૪૯ | ૨,૪૮,૩૬૮ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૩૦,૫૯,૩૪૪ | ૩૧,૩૦,૪૨૭ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૫,૫૨,૯૭,૫૦૮ | ૫,૭૦,૧૧,૩૯૬ |
| દેશી રાજ્યો | ૩૪,૧૦,૩૯૪ | ૨૫,૦૮,૩૬૦ |
| એકંદર કુલ | ૫,૮૭,૦૭,૯૦૨ | ૫,૯૫,૧૯,૭૫૬ |

| કાપડ | | | |
|---|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૬ | ૧૯૧૭ |
| મુંબઇ | રતલ | ૨,૬૬,૬૩,૪૧૩ | ૨,૭૯,૧૭,૫૫૨ |
| | વાર | ૧૧,૪૪,૪૮,૪૦૦ | ૧૨,૧૨,૩૯,૭૯૧ |
| મદ્રાસ | રતલ | ૧૧,૫૮,૫૦૪ | ૧૫,૫૫ ૭૯૪ |
| | વાર | ૩૪,૭૭,૬૩૬ | ૩૫,૦૨,૧૦૬ |
| બંગાળ | રતલ | ૨,૬૫,૪૧૨ | ૪,૧૫,૯૦૬ |
| | વાર | ૧૩,૬૨,૦૧૭ | ૨૧,૭૨,૦૬૨ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | ૮,૬૮,૪૫૪ | ૧૧,૧૧,૬૬૮ |
| | વાર | ૨૫,૫૭,૮૯૫ | ૩૯,૮૧,૯૪૭ |
| અજમેર મેવાડ | રતલ | ૧,૦૫,૩૬૪ | ૧,૩૧,૧૪૭ |
| | વાર | ૩,૮૫,૮૯૦ | ૫,૧૧,૭૦૭ |
| પંજાબ | રતલ | ૭૫,૪૪૦ | ૯૧,૯૨૨ |
| | વાર | ૨,૨૮,૨૧૬ | ૩,૩૮,૯૪૦ |
| દીલ્હી | રતલ | ૪,૪૨૩ | ૬૦,૪૫૭ |
| | વાર | ૧૦,૪૩૯ | ૧,૦૯,૯૪૧ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૨,૪૩,૦૪૨ | ૧૨,૨૭,૪૬૯ |
| | વાર | ૪૮,૭૭,૫૩૦ | ૪૯,૦૨,૩૩૮ |
| બ્રીટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૩,૦૩,૮૪,૦૮૨ | ૩,૨૫,૧૧,૮૭૫ |
| | વાર | ૧૨,૭૩,૮૭,૯૩૩ | ૧૩,૬૬,૫૬,૭૩૧ |
| દેશી રાજ્યો | રતલ | ૧૮,૯૬,૩૦૮ | ૧૪,૭૫,૨૦૧ |
| | વાર | ૭૨,૭૫,૬૩૯ | ૫૫,૨૭,૭૨૨ |
| એકંદર (ટોટલ) | રતલ | ૩,૨૨,૮૦,૩૯૦ | ૩,૩૯,૮૭,૦૭૬ |
| | વાર | ૧૩,૪૬,૬૩,૫૭૩ | ૧૪,૨૧,૮૬,૪૫૩ |

ધી બોમ્બે ટાઇમ્સ પ્રેસ ૨૧ બેલ્લાર્ડ એસ્ટેટ ફોર્ટ, મુંબાઇ.

# COMMERCIAL INTELLIGENCE.

## વ્હેપારી બાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતના વેપાર બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કોલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
| --- | --- | --- |
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, જુ. ૧૧૭ | સાન ફ્રાંસિસ્કો યુનાઇટેડ સ્ટેટ્સની એક પેઢી. | અમેરીકન માલ માટે એજન્ટ તરીકે કામ કરવા ખુશી છે. |
| ,, ,, ૧૧૮ | મુંબાઇની એક પેઢી. | કલુંબા રૂટ (Calumba Root) ના વેચનાર સાથે કામ પાડવા માગે છે. |
| ,, ,, ૧૧૯ | એક ખબર પત્રી. | ઇંગ્લન્ડનું ઓઇલ તથા અમેરીકન ચેમ- [illegible] |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, ૭. ૧૨૫ | કોચીનમાં એક પેઢી. | કવાર મૅટસ તથા મૅટીંગના ખરીદનાર માગે છે. |
| ,, ,, ૧૨૬ | યુનાઇટેડ પ્રોવિન્સીસમાં એક વ્હેપારી. | મીઠું તથા સૉલ્ટપીટર ખરીદનાર માગે છે. |
| ,, ,, ૧૩૦ | યુનાઇટેડ કિંગડમનો એક વ્હેપારી. | પોતાના વરટીકલ એંજીન માટે હિન્દુસ્થાનમાં એજન્ટો નીમવા ઇચ્છા રાખે છે. |
| ,, ,, ૧૩૧ | ચિતરવાના કામમાં વપરાતા રંગ બનાવનાર એક બ્રિટિશ પેઢી. | પૉપી સીડ ઑઇલ બનાવનારના નામ જાણવા માંગે છે. |
| ,, ,, ૧૪૫ | અમૃતસરનો એક ખબરપત્રી. | Fluor span અથવા Cryolite પૂરૂં પાડનારના નામ જાણવા ઉત્સુક છે. |
| ,, ,, ૧૪૬ | અલેકઝાન્ડ્રીયામાં એક પેઢી. | હિન્દુસ્થાનમાં બનેલ ગની બૅગ્ઝ, દોરડાં, કૅસ્ટર ઑઇલ, ચાહ, ગળી વિગેરેને માટે ઇજીપ્તમાં એજન્ટ તરીકે કામ કરવા રાજી છે. |
| ,, ,, ૧૪૭ | પાલાવરમ, મદ્રાસમાં એક પેઢી. | ન્હાની ન્હાની ચામડાંની ચીજો બનાવી શકાય તેવાં ચામડાં વેચવા ખૂશી છે. |
| ,, ,, ૧૪૮ | અમેરિકાની એક પેઢી. | મેંગેનાઇઝ ઑકસાઇડના નિકાશ કરનારનાં નામ જાણવા આતુર છે. |
| ,, ,, ૧૪૯ | આસ્ટ્રેલિયા, સીડનીમાં એક પેઢી. | એંજીનોમાં વપરાતો લોઢાંનો સામાન વેચવા ખુશી છે. |
| ,, ,, | અમેરિકન કૉન્સલ. | આ દેશમાં નાળીયેરના છાલ્લાંની સાદડી (mat) ના વ્હેપારીઓનાં નામ માગે છે. |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ<br>અમેરિકન કૉન્સલ. | સ્ટ્રૉંગ એન્ડ ટ્રાઉબ્રિજ, ૧૭, બૅટરી પ્લેઇસ, ન્યુયૉર્ક સીટી.<br><br>એચ નૉરીંગટન્સ સન્સ, ૬૩ વૉશિંગટન સ્ટ્રીટ, પ્રોવાઇડ, આર. આઇ. | આ બન્ને પેઢીઓ શીપ ( mother of pearls) ની આયાત કરનાર છે. |

ફ્રાંસના કૉન્સલ તરફથી હમને સેન્ડલવુડ આઇલના બેપારીઓનું એક લીસ્ટ મળ્યું છે જે આ ચેમ્બરની ઑફીસમાં રાખવામાં આવ્યું છે.

x x x

ફ્રાંસના કૉન્સલ તરફથી હમને ખબર મળી છે કે મી. જ્યૉર્જ બુરે, ૨૯, રૂ દ બુલી, પારિસ, અહિંની હાથી દાંતની બનાવેલી ચીજોના એજન્ટ થવા રાજી છે, માટે જેમને ઇચ્છા હોય તેઓએ તેમને લખવું.

Registered No. B. 810.
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૦ મું VOL. X. NOV. 1917. No. 5 નવેમ્બર ૧૯૧૭. અંક ૫ મો.

અનુક્રમણિકા.


| વિષય | પાનું |
|---|---|
| ૧ અધિપતિની નોંધ .. . | ૧૯૪ |
| ૨ ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સ વિભાગ | ૧૯૯ |
| ૩ ચેમ્બરનો વિભાગ . . | ૨૦૧ |
| ૪ વ્હેપારી વિષયો ... ... | ૨૧૦ |
| (અ) હિન્દની આર્થિક સ્થિતિ ... .. | ૨૧૦ |
| (બ) હુંડીનો ભાવ ... . . | ૨૧૩ |
| (ક) સુતરાઉ કાપડ અને જાપાન ... ... | ૨૧૪ |
| ૫ ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં | ૨૧૭ |
| ૬ વ્હેપારી ખબરો ... . ... | ૨૨૦ |
| ૭ વ્હેપારી બાતમીઓ અને આંકડાઓ . | ૨૨૫ |


INDEX


| Subjects | Page. |
|---|---|
| 1. Editor's Study... ... ... | 194 |
| 2 Indian Industrial Conference Section ... ... ... ... | 199 |
| 3 Chamber's Section . . | 201 |
| 4. Commercial Subjects ... ... | 210 |
| (a) India, her resources and her economics. . . ... | 210 |
| (b) Exchange Rates ... ... | 213 |
| (c) Cotton Goods and Japan ... | 214 |
| 5. War and Trade Government Notifications ... . . . | 217 |
| 6 Commercial Notes ... . . | 220 |
| 7. Commercial Intelligence and Statistics ... ... . . | 225 |


ઇન્ડીયામાં ફ્લેરીશ ટાઇપનું જાણીતું ખાતું—ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

## હમે પોતે.

આ માસીકમાં બહારથી આવેલા લેખો માટે હમે જવાબદાર નથી.

આ માસીકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ત્રણ તથા બાહારે ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૩—૬—૦ ત્રણ છ આના પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૪ ચાર. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

આ માસીકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦મી તારીખ પહેલાં આપવી જોઇએ. નહિતર તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

હમારા જૂના કૉન્ટ્રૅકટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં હમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે તેહેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

દરેક મનુષ્યના વ્યવહારમાં "દસકો" હોય છે. એક દસકો ભોગવી ચેમ્બરનું માસિક હાથ બદલો કરે છે. પોતાની કસાયલી કલમનો ઉપયોગ એક દસકા સુધી વેપારીક્ષેત્રમાં બાહોશ રીતે કરી પોતાથી બની શક્યું તેટલું કાર્ય બજાવી મી. જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા પોતાનો સંબંધ આ વેપારી-પ્રિય માસિકની સાથે છોડી ગયા છે. અને ચેમ્બરના સેક્રેટરી તરીકે તે સેવા કરવાની મારે રહે છે. જનસમાજની સેવા કરવાનો ધર્મ તે ચાલતા જમાનાનો ધર્મ છે તે પ્રમાણે લેખીને પ્રજાના જીવનની જેટલી બની શકે તેટલી ઉન્નતિ વેપારના ક્ષેત્રમાં કરવા માટે યોગ્ય પગલાં ભરવાં ચેમ્બર મુનાસબ ધારે તે આ માસિકદ્વારા પ્રસિદ્ધ કરવાં અને તે ઉપરાંત આ ચેમ્બરની પરિપાટી મુજબ ધોરણ સાચવીને જે સૂચનાઓ એજ હેતુથી કરવાની વાજબી લાગે તે કરવી—એ વગેરે લક્ષમાં રાખીને વર્તન કરવાનું કાર્ય ગંભીર છે. તેને પાર પાડવામાં સંયોગો સઘળી રીતે અનુકૂળ થાય અને વાચક વર્ગની માગણી દરેક રીતે પૂર્ણ કરવાનું અને તેવી અંતઃકરણપૂર્વક યાચના તથા ચાહના છે-તે ફલીભૂત થાઓ.

* * *

(૨)

### આપણી હાલની વેપાર સંબંધી સ્થિતિ.

હાલના મોટા ઘોર સંગ્રામમાં આપણા હિંદનો મોટો ભાગ છે, તેની સાથે આપણા વેપારનો સ્વાર્થ ઘણે દરજ્જે સમાયેલો

છે. યુદ્ધને લીધે ઘણી ખરાબી યુદ્ધ કરનારી પ્રજામાં થાય છે, તે ઉપરાંત તેની પાડોશની પ્રજામાં અને તેની સાથે તાબે રહેલી પ્રજાને પણ તે ખરાબીનાં પરિણામો વેઠવાં પડે છે; પરંતુ આપણા બ્રિટિશ સામ્રાજ્યના સંરક્ષણતળે સારે નસીબે આ દેશને માઠાં પરિણામોનો ભોગ ઘણે થોડે દરજ્જે થવું પડયું છે. મોટામાં મોટું પરિણામ સારૂં એ થયું છે કે આપણા વેપારની કદર આપણા દેશને ન હતી તે હવે થવા લાગી છે, અને હુન્નર-ઉદ્યોગને ખીલવી વેપારથી દેશની આબાદી કરવાનું કામ આપણે કરવા લાગ્યા છીએ એટલો લાભ થયો છે; છતાં કેટલીક બાબતો ઉપર પુરેપુરૂં ધ્યાન દરેકને આપી ન શકવાનું ન બને તેથી તેની ટુંકમાં ધીમે ધીમે નોંધ લેવાની જરૂર છે. હિંદુસ્થાનને યુરોપ અમેરિકા વગેરે દેશો પાસેથી નાણું ઉધાર લેવું પડે છે, તેના સંબંધમાં કેટલીક વખત મતભેદ કે ગેરસમજુતી થવા સંભવ છે, તો તે બાબતમાં આપણે ( Home charges યાને ) વિલાયત ખાતાનું લેણુ દેણુ એક દાખલાથી તપાસીએ:– હિંદુસ્થાનમાં રેલ્વેઓ જુદા જુદા ભાગોમાં મોજુદ છે તેના બંધારણ માટે અને વહિવટ માટે જે નાણાનો ઉપયોગ કરવો પડે છે, તે નાણું વીલાયતનું છે; બીજું નહેર વગેરે બાંધ કામને માટે ઘણે અંશે વીલાયતનું નાણું રોકવામાં આવે છે, ત્રીજી વાત એ છે કે સરકારના અમલદારોને રાજ્યની વ્યવસ્થા કરવા માટે પગાર આપવો પડે છે, તેની સાથે લશ્કરની નોકરી કરનારા અંગ્રેજી અમલદારોને પણ પગાર આપવો પડે છે; દર વર્ષે આપણે હિંદુસ્થાનની બહારના દેશોમાંથી માલ ખરીદ કરીએ છીએ કે જેનો હેતુ પણ રાજ્ય વહિવટની જરૂર લેગી ચીજો પુરી પાડવાનો હોય છે. આ સઘળાને માટે નાણાં આપવાં અથવા તેટલી રકમની કિંમત હરકોઇ રીતે ભરવી તેમાં ખાસ ધ્યાન રાખવાનું એ છે કે આપણા દેશમાં જેમ બને તેમ વધારે જલદી વસ્તુઓ પેદા થવી જોઇએ. એનો અર્થ એવો છે કે જુદી જુદી વેપાર ઉદ્યોગની વસ્તુઓ બનાવવા માટે (૧) કાબેલ માણસો; (૨) નાણું અગાઉથી રોકવાનું જોઇએ તે; અને (૩) સંચા-યંત્ર કામ વગેરે, સામગ્રીઓ બધી તરેહની જોઇએ-તે સઘળું હિંદુસ્થાનમા બનવું જોઇએ; અને એ બનાવવા માટે જેટલા બને તેટલા સારે રસ્તે ઉપાયો લેવા જોઇએ. હિંદુસ્થાનના ઉદ્યોગો તથા કળા-હુન્નરની સરખી રીતે ખીલવણી કરવાના કામમાં તેનું દરેક પગલે બની શકે તે રક્ષણ કરવું. ઉદ્યોગોની ખીલવણી જુદી જુદી દિશામા થશે તો દેશની દોલત વધશે, અને તે વધેલી દોલત રેલ્વેમાં, નહેર બાંધવાના કામમાં અને એવાં અનેક વેપારની વૃદ્ધિ કરનારાં કામોમાં વપરાશે. જેથી આયાત-નિકાસને લગતા સમતોલની બાબતમાં કેટલાક અર્થશાસ્ત્રના કાબેલ વિદ્વાનોની તરફથી કરવામાં આવતી ફરીઆદ બંધ થવા સંભવ રહે છે હિંદુસ્થાન ગરીબ દેશ છે ચલણી નાણું રૂપાનું અને તાબાનું તથા નિકલનું છે તે વાત જાહેર છે. વેપાર બહોળો કરવા, માટે તે છતા સોનાનું ચલણી નાણું બનાવવાની ઘણી અગત્ય છે, તે વાત અનુભવમાં જેઓ કુશળ છે તેવાઓને પણ કબુલ કરવી પડે છે પ્રોફેસર જદુનાથ સરકાર જેવા વિદ્વાનનો મત આ બાબતમાં જુદો પડે છે; પરંતુ તેઓએ જે હકીકત આપણને વાંચનારાઓને પુરી પાડી છે તે ઉપરથી આપણી સમજમાં વાત બધી રીતે ઉતરી શકતી નથી. તેના પુસ્તકના ૩૦૬ માં પાના પર એવું લખાણ કરવામાં આવ્યું છે કે:—"૧૯૧૧ ની સાલમાં ના. સરકારે જે તપાસ કરી હતી તે ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે પંજાબમાં તથા મુંબઇમાં ખેડુત લોકો પોતાના પાકના વેચાણમાં નાણાં લે છે તે વખતે સોનાનો ચલણી નાણાનો સ્વીકાર રાજી ખુશીથી કરે છે; જેથી સોનું ચલણી નાણાં તરીકે વેગથી ગતિ કરતું રહે છે." આ નાણું પંદર રૂપૈઆની કિંમતની મોહોર કે "સોવરેન" છે. તો હવે જ્યારે ખેડુત જેવો વર્ગ એ

ધી ઓમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

નાણું કબૂલ કરે છે તો તે તેથી વધારે ભણેલા, અનુભવી અને વેપારમાં કુશળ તથા પૈસાદાર વર્ગોમાં તે સોના નાણું કેટલું વધારે દરજ્જે પ્રિય થઇ પડે! બાકી તેથી ગરીબ વર્ગને તો જેવી હિંદુસ્થાનમાં તેવીજ વિલાયતમાં રૂપા નાણાનું કાયમ દર્શન કરવાનું રહે છે. તે શિવાય દસ રૂપૈઆની નોટ પણ કેટલી જલદી હાથ બદલો કરી શકે છે. તે વગેરે હકીકત જ્યારે વહેવારમાં અનુભવાતી જોઇએ ત્યારે સોનાનું ચલણ લોકપ્રિય થવાનો વાંધો લાગતો નથી; અને હાલની હાજતો જોતાં અર્થશાસ્ત્રના નિયમો મુજબ એ ચલણ આપણા દેશમાં હોવાની બાબત ઇચ્છવા લાયક છે. કદાપિ એમ કહેવામાં આવે કે સોનાનો સંગ્રહ કરવા માટે ચલણી નાણું શરૂઆતમા હાથ બદલો કરશે. પણ પછી તે ભંડારમાં ભરાઇ જશે. આ વાત અમુક દરજ્જે કદાચ ખરી હોય તો પણ વદન સાચી પડે તેવો સંભવ નથી. લોકોની જાગ્રતિ ઘણે સ્થળે જોઇએ તેવી થઈ છે; અને વેપાર તથા ખેતીથી દેશની આબાદી વધારવાને માટે બનતા ઉપાયો લેવા તરફ જ્યારે વલણ સામાન્ય રીતે થવા લાગ્યું છે, ત્યારે સોનાનો કે રૂપાનો ભંડારમાં ભાર ભરવાને બદલે જુદાજુદા હુન્નર ઉદ્યોગો, ધંધા, રોજગારમાં ચલણી નાણું વાપરવાનો પેશો મોટે ભાગે થઇ ગયો છે એમ માનવું ખોટું નથી.

વેપાર-ઉદ્યાગ વધારવાને માટે નાણાંની ઉથલ પાથલ થવી જોઇએ. દેશ-વિદેશ-પરદેશ બધાની સાથેના હુંડીના લેવડ દેવડમાં સમજણ ચોખ્ખી હોવી જોઇએ; અને એ સમજણ માટે હિંદુસ્થાનને કેવી જાતના વટાવના ભાવોનું ધોરણ રહે તો ફાયદાકારક થાય તેને માટે વિગતવાર વિષય રજુ કરવાની અગત્ય છે; કારણ કે વેપારી આલમને ગમે તેટલી માહેતી હોય, તો પણ ચારે પાસની દલીલો જાણીને એક સિદ્ધાંત ઉપર આવવામાં જુદી જુદી બાબતો ધ્યાનમાં લેવી પડે છે; તો તે વિષે ખુલાસો યોગ્ય તકે કરવામાં આવશે.

---

બીજા દેશો જ્યારે વેપારમાં બહુ આગળ વધી ગયા છે, તેવામાં હિંદુસ્થાન ભાગ્યે સપાટી ઉપર દૃષ્ટિ મર્યાદામાં ડાકીયાં કરે છે. આજ દિવસ સુધી વેપાર પછાત હતો; ખેતીને લોકો પહેલે દરજ્જે દેશની આબાદીનું સાધન જાણતા હતા-તે દિશામાં લોકમત કેળવાતો જાય છે, અને દુકાળનાં વર્ષોથી થયેલા માઠા અનુભવને પરિણામે ખેતી ઉપર મોટો આધાર રાખવાનું બંધ છે, એમ કહી શકાય. ઇંગ્લાંડમાં ૫૮ અઠાવન ટકા વસ્તીનો ભાગ ઉદ્યોગ હુન્નર ઉપર આધાર રાખે છે, જેવામાં હિંદુસ્થાનની વસ્તિમાં ફકત બાર ટકાજ તેવો આધાર રાખી ધંધો ચલાવે છે. હવે જે સંયોગો આવ્યા છે તે ઉપરથી વેપાર-ઉદ્યોગ તરફ જેમ બને તેમ લક્ષ દોરવાની જરૂર છે; અને અગાઉની માફક જેમ ઢાકાનું મસલીન, કાશ્મીરની શાલો અને દીલ્હીનો રેશમી માલ "સીઝરો"ની કોર્ટમા શણગારને માટે ઉપયોગમા આવતો તેવી રીતે મોટા પાયા પર હિંદુસ્થાનનો માલ કામમાં બહારના દેશોના લોકો જથ્થાબંધ લેતા થાય તેવી રીતે ધંધો, ઉદ્યોગો વધે, અને પરિણામે વેપારની આબાદી થાય તેવાં પગલાં દરેક દિશામાં લેવાય ત્યારે આવેલી તકનો સારો ઉપયોગ કર્યો ગણાય.

---

**હિંદની મોટી આશાઓ કે મહત્વાકાંક્ષા?**

હિંદુસ્થાનનો વેપાર ઉદ્યોગ હુન્નર કલા-કોશલ્ય વગેરે વધે છે, તે આપણે જોઇ શકીએ છીએ. હાલના જમાનામાં ખેતી તથા વેપારની આબાદી થાય તેજ જીવનની ઉન્નતિ કરનારૂં મોટામા મોટું સાધન છે ના. સેક્રેટરી ઓફ સ્ટેટ હિંદુસ્થાનની મુલાકાત લેવાને આવવાની બાબતના જે હજી વાતાવરણમા પડઘા પડી

---

રહ્યા છે, તેજ હિંદના વેપારી અને બીજા વર્ગના લોકોને અનેક રીતે હર્ષમાં લાવી મુકનારી હકીકત છે, અને તેઓને અનેક રીતે ઉત્તેજન આપે તેવી બાબત છે. લડાઇ બંધ થયા બાદ વેપારને વધારવા માટે કેવાં પગલાં ભરવાં તે નક્કી કરવાનું વેપારી આલમનું કામ છે; ઉદ્યોગ અનેક પ્રકારના વધારવા તે હુન્નરમાં કાબેલ થયા હોય તેવાઓનું કામ છે; અને હકકો આપી વેપારની આબાદી કરવી તથા હિંદુસ્થાનના લોકોએ લડાઇમા આપેલી મદદની કદર કરી જુદા જુદા સંયોગોમાં હક અને રાજ્ય વ્યવસ્થા કરવામા ભાગ આપવાનું કામ ના. સરકારનું છે. પરંતુ એવા હકની માગણી કરવાનું કામ વેપારને માટે વેપારી વર્ગનું હોવાથી એટલું કહેવાની જરૂર છે કે હિંદુસ્થાનના પૈસાનો વહિવટ યાને નાણાં પ્રકરણી વહિવટ કરવામાં હિંદુસ્થાનની સ્વતંત્રતા અમુક અંશે હોય તોજ વેપારની આબાદી વધારે થઇ શકે. રાજ્યબંધારણની સાથે વ્યવસ્થા અનેક પ્રકારની કરવામા આવે છે, તેમ નાણાં સંબંધી વ્યવસ્થા કરવાનું કામ હિંદુસ્થાનને જ્યારે સોપવામાં આવે ત્યારે આપણા દેશનો વેપાર સ્વતંત્ર રીતે ચાલે અને દેશની આબાદી થઇ શકે, એવું અનેક વિદ્વાનોનું મત છે. રાજ્યની નીતિમા વેપારની નીતિનો સમાવેશ થાય છે. ફ્રાન્સ, રશીયા, બેલજીઅમ વગેરે દેશોની સાથે વેપાર કરવાનાં નવા નવાં સાધનો અમલમાં મૂકવા માટે પ્રયાસો કરવામાં આવે ત્યારે દુશ્મનના દેશની સાથે વેપાર કેમ છોડી દેવો, અને અત્યાર સુધીમાં જે કોઇ પદાર્થો દુશ્મનના દેશોમાથી આવતા હતા તે પદાર્થો બીજી જગ્યાપરથી મંગાવવા માટે, અથવા આપણા દેશોમાં બને તેટલે દરજ્જે તે પદાર્થો પેદા કરવા માટે સામગ્રીઓ સંપડાવવી જોઇએ. ખરેખરી રીતે એક પછી એક એવી ચીજો લઇને તપાસ કરીએ, તો વિગતમાં ઉંડા ઉતરતાં એમ લાગે છે કે યંત્ર સાચાકામ અને કેમીકલ યાને રસાયણિક દવાઓ વગેરે ચીજો જ્યાં સુધી આપણા દેશમાં બની શકતી નથી, ત્યાં સુધી ઘણા ખરા ઉદ્યોગો અને હુન્નરો આગળ વધારી શકાય નહિં.

---

### ઇંદોર સ્ટેટમાં ઉભો કરવામાં આવેલો "થાઇમોલ"નો ઉદ્યોગ.

થાઇમોલ એ અજમાનો અર્ક કાઢયા બાદ પાસા પાડીને જે પદાર્થ નિકળે છે તેને આ નામથી ઓળખવામાં આવે છે. જેમ (આલમેટ કે) પિપરમેંટના ફુલ હોય છે, તેમ અજમાના આ ફુલ છે. મેશર્સ ડીકસીઅન એન્ડ કો. તરફથી આ ઉદ્યોગ ડેહરાડુનમા ચલાવવામાં આવે છે. આપણે ખરી રીતે જોઇશુ તો મધ્ય હિંદમા ઇંદોર મુખ્ય શહેર છે અને તે ભાગમા અજમાનો પાક ઘણો થાય છે, તે એટલે સુધી કે તે ભાગમાથી બીજા ભાગોમા અજમો ત્યા સસ્તો હોવાથી પુરો પાડવામાં આવે છે. સ્ટેશનની નજીક કારખાનું ઉઘાડવામાં આવ્યું છે, અને ઇંદોર સ્ટેટની હદમા તે રાખ્યુ છે—જેથી સ્ટેશન ઉપર તૈયાર માલ ચઢાવવામાં ગાડાં વગેરેનો ખર્ચ વધારે પડવા સંભવ રહે નહિં.

અજમાને પીલીને તેનુ તેલ કાઢી તે તેલને શુદ્ધ બનાવી—જે શુદ્ધ બનેલો ભાગ નિકળે તે અર્ક કહેવાય; અને તેને ઉકાળીને ઠરવા દેવો પડે જેથી ફુલ સાકર જેવા પાસા પડી ગાંગડાઓના આકારમાં પણ તૈયાર કરી શકાય છે.

આ બધાને માટે તે તે ક્રિયાઓને ઘટતા સંચાઓ જોઇએ; અને હાલના લડાઇના વખતમા તે તે સંચાઓ તૈયાર કરવામાં દેશી રીતિ તથા જરૂર પડે તેટલી બાબતોમાં મળી શકે તેવા વિલાયતી સંચાઓ ઉભા કરવાનું રાખી હાલ તુરત સંતોષ માનવો પડે છે નસીબ જોગે ઇંદોર સ્ટેટ માટે જોઇતા સંચાઓ મળી શકયા છે.

અજમાના અર્કમાંથી ફુલ બનાવી નાંખવાની ક્રિયામાં કેટલીક ચીજો વધે છે જેને બાઇ પ્રોડકટસ યાને "અવાંતર ઉત્પન્ન"—પણ કહી

શકાય; અને એવી બાઇ પ્રોડકટસ જેવો કે અજમાનો ખોળ-વગેરે થાય તેમાંથી અને તેલનો મેલો રગડો નિકળે તેમાંથી શોધન કરીને સાબુ વગેરે પદાર્થો બનાવવાનું કામ પણ હાથ ધરી શકાય છે.

ડેહરાડુનની ફેકટરી (કારખાના) માંથી મળેલા ખબર મુજબ દર મહિને છસે રતલ થાઇમોલ તૈયાર કરવામાં આવે છે. પણ જો એક પણ કારખાનું મુંબઇ જેવા સ્થળમાં આ ઉદ્યોગને માટે ખોલવામાં આવે તો તેનો લાભ ઘણો વધારે થવા સંભવ છે, તેનું મુખ્ય કારણ એ છે કે તૈયાર માલ માટે બજાર મુંબઇ જેવી બીજું કોઇ ગણી શકાય નહિં. લડાઇ અગાઉ થાઇમોલની કિંમત રૂા ૪) થી સાડાચાર દર રતલની હતી. અને હાલ તો દર રતલની કિંમત લગભગ રૂા. ૪૦) ચાળીસ સુધીની હોય તો પણ નવાઇ જેવું નથી.

દરેક જણને ખ્યાલ લાવવા માટે એટલું વધારે રજુ કરવાની જરૂર છે કે દર સો રતલ અજમામાંથી અઢી રતલ તેલ નિકળે છે, અને દર અઢી રતલ તેલમાંથી સવા રતલ થાઇ મોલ નિકળે છે. હવે જો લગભગ પાંચ હજાર રૂપૈઆથી સાત હજાર સુધીમાં સામાન્ય સંયોગો વચ્ચે તેના સંચા વગેરેને માટે ખર્ચ લાગે તો હાલ તેથી બેવડો ખર્ચ લાગે; બોઇલર વગેરેને માટે પાંચ હજાર રૂપૈઆ; અને લગભગ દસ હજાર રૂપૈઆ પરચુરણ સંચા કામ માટે જેવા કે "સ્ટીલ" વગેરેના લાગી જાય. તે ઉપરાંત પંદર હજારનું "વર્કીંગ કેપીટલ" યાને તે ધંધો ઉદ્યોગ તરીકે ચલાવવાને માટે મુડી તરીકે લેવાનું બને; એટલે કે કુલ અર્ધો લાખ રૂપૈઆથી આ ઉદ્યોગ ચાલી શકે. પરંતુ અજમાની મોસમ હોય ત્યારે ખરીદી કરીને અજમો ભરી રાખવો જોઇએ.

આ વગેરે બધી હકીકતો ધ્યાનમાં લેવાની જરૂર છે. ટુંકામાં થાઇમોલના ઉદ્યોગને માટે જરૂર જોગી બીના આપી છે; અને તેનો ઉપયોગ જાણીતો હોવાથી એટલે કે દવાના કામમાં દરેકને તે ચીજ જાણીતી હોવાથી તે વિષે વધાર લખવાની અગત્ય નથી. ના. સરકાર પોતે પણ આ પદાર્થની બહોળી ખરીદી કરે છે.

આ પ્રમાણે ધીમે ધીમે એક બે નાના ઉદ્યોગોને માટે વિવેચન કરવાનો આશય છે, તેમાં આ ઉદ્યોગને પહેલું સ્થળ આપ્યું છે.

# INDIAN INDUSTRIAL CONFERENCE SECTION.

# ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સ વિભાગ.

An official note has been issued by the Government of Assam from which it is evident that best varieties of cane can be grown in Assam on a Commercial scale by the use of steam cultivating tackle with a minimum of labour. This tract is situated near the Government sugarcane farm at Khagrabari in the Kamrup District.

The Industrial Commission will assemble in Bombay in the first week of November resume its work under the presidency of Sir Thomas Holland The Commission is expected to spend the whole of the month of November in the Bombay Presidency and will then proceed to the Punjab and the Frontier Provincies, after touring in Assam will visit Burma and return to Delhi to write the report.

At Madras, a Summer course of lectures has been organised. The second lecture of the services was delivered by Mr Percy Brown, the Superintendent of the local School of Art on "The Schools of Indian Painting."

At a recent meeting of the U. P. Board of Industries, an application from Glass Factory for the supply of Bottle making machinery within two years was favourably considered by the Board who have promised to recommend the proposal to Government.

A very useful publication has recently been issued by the Indian Forest Department which contains notes on oil extracting Industries in the following places :—

(I) The Encalyptus oil in the Nilgiris.

(2) Geranium oil in the Nilgiris.

(3) Wintergreen oil in Assam and other localities.

The Bhownagar State administration Report discloses certain very encouraging feature. To improve the economic condition of the agriculturists/in the State, a begining has been made for starting Co-operative Societies, the total No. of these Societies is at present nearly 312.

વેલા સવાલો અને લડાઇ પછી વેપાર સંબંધી રાજનીતિ એ ત્રણ અગત્યના સવાલો ઉપર. આપણાં મંડળના અભિપ્રાય પૂછવામાં આવ્યા હતા અને સંભાળપૂર્વક વિચાર ચલાવીને કમીટી તરફથી તે દરેક બાબતમાં હીંદીઓના શુ વિચાર છે તે દર્શાવવામાં આવ્યું છે તે તમને પસંદ પડશે એમ હું ધારૂં છું. સર થોમસ હૉલેન્ડની સેવા સરકારે માંગવાથી ઔદ્યોગિક કમીશનનું કામ મુલતવી રહ્યું હતું પણ હવે તેણે દારૂગોળાને લગતાં ખાતાનું બંધારણ કર્યું છે તો હવે કમીશનનું કામકાજ આવવા નવેમ્બર માસનાં પહેલાં અઠવાડીયાંથી મુંબઇ ખાતે શરૂ થશે એમ ધારવામા આવે છે.

### ઔદ્યોગિક ખીલવણીના સંબંધમાં ફેરવાયલા વિચાર.

આ દેશની ઔદ્યોગિક ખીલવણીના સબંધમા હવે સરકારના વિચાર ફેરવાયલા જણાય છે. નામદાર વાઇસરૉયનું ભાષણ આવકારદાયક છે. સર થોમસ હૉલેનડના હૃદયનો ભાવ એ છે કે હીંદને ઔદ્યોગીક પુનઃર્જીવન થાય એમ નામદાર વાઇસરૉયે જણાવ્યું છે, તેમજ બને અને જો બીનસરકારી વર્ગની સહાનુભૂતી મેળવીને કામ કરવામાં આવે તો એવી ઉમેદ રાખી શકાય કે દેશની ઔદ્યોગીક પ્રગતી ઘણી ઝડપથી થશે તમારી કમિટિએ તે કમીશન સમક્ષ જુબાની આપવાને ત્રણ સભાસદોની નીમણુંક કરી છે અને તેમાંના બેને તમે પ્રમુખ અને ઉપપ્રમુખ તરીકે ચુંટી કહાડયા છે, તે બતાવે છે કે, એ પસંદગી યોગ્યજ થઇ છે. તેમણે તેવી રીતે જુબાની આપવા સ્વીકાર્યું છે તે માટે આપણે તેમનો આભાર માનીશું. રેલ્વેનો કારોબાર સરકાર હસ્તક હોવાના સબંધમા સંગીન વીગતો રજુ કરી છે અને આવતાં વરસે ઇ૦ આઇ૦ રેલ્વે સાથેના કરારની મુદત પુરી થાય છે ત્યારે તેનો ઉપયોગ થાય એવી ઉમેદ રાખીશું.

### નાણાં પ્રકરણી છુટાપણું.

હાલની લડાઇથી પ્રજાની આર્થિક પ્રગતી સંબંધી ઘણા નવા આશયો બંધાયા છે. હિંદને જો બીજા સુધરેલા દેશની હારમાં ઉભા રહેવું હોય તો તો તેણે પોતાના ઉદ્યોગ અને વેપારની પુરતી ખીલવણી થાય તેવાં પગલાં ભરવાનું સંપુર્ણ છુટાપણું મેળવવાને આગ્રહ કરવો જોઇએ. એ છુટાપણું નાણાં પ્રકરણના સંબંધમાં હોવુ જોઇએ. તેવું છુટાપણું આપવાને આપણે લડાઇ પછી વેપાર સંબંધી રાજનીતિને લગતી બાબતની આપણી અરજીમા ભાર મુકીને જણાવ્યું છે. નમદાર હિંદી પ્રધાન અત્રે આવે છે એ પ્રસંગનો લાભ લેઇને આપણે તેના સંબંધમા એક વિચારપુર્ણ યોજના તૈયાર કરી તેની સમક્ષ અંગત મુલાકાત લેઇને રજુ કરી શકીએ. જે માણસો મી૦ મોન્ટેગ્યુનો અંગત પરિચય ધરાવે છે તેઓ જાણે છે કે તે ખરો લીબરલ રાજ્યદવારી છે. અને હિંદી આકાંક્ષાઓ પ્રત્યે સાચી દિલસોજી ધરાવે છે, તેના તરફથી આપણી ભલામણો ઉપર દિલસોજીભર્યું ધ્યાન આપવાની ખાત્રી રહે છે.

### વડી ધારાસભામાં પ્રતિનિધિ

વળી તેજ વખતે આપણે વડી ધારાસભામાં આપણો એક પ્રતિનિધિ મોકલવાનો હક મેળવવાની બાબત પણ રજુ કરવી જોઇએ. મુંબઇ અને કલકત્તાની આપણી ભાઇબંધ ચેમ્બરો એવો હક ધરાવે છે તો તે હક આપણને નહીં આપવાનું કાંઇ કારણ નથી; કેમકે આપણું મંડળ ઘણાએક અગત્યના વર્ગોના પ્રતિનિધિરૂપ છે. હિંદી સરકાર તરફથી આ બાબતમાં આપણી અરજીનો સહેરબાનીભર્યો જવાબ મળ્યો નથી એટલે હવે હિંદી પ્રધાન આગળ તે બાબત રજુ કરવી તે વાજબીજ થઇ પડશે.

### હુંડીયામણના વધારેલા ભાવની માઠી અસર.

હુંડીઆમણનો ભાવ વધારીને ૧ શી. ૫ પેની જેટલો કરવામા આવ્યો છે તેથી વેપારી લાભો ઉપર બહુ માઠી અસર થઇ છે તમારી કમિટિએ એ બાબત ઉપર વીચાર ચલાવી અનુભવીઓ મહીતની એક પેટા કમિટિ તે સંબંધી અરજી તૈયાર કરવા માટે નેમી છે. એ અરજીનો મુસદો તૈયાર છે અને કદાચ નવી કમિટિ

પહેલાં કામ તરીકે એજ બાબત હાથ ધરશે. બ્રિટિશ લશકર અને કાફુલાની મોટી સેવાનાં આપણે સઉથી પહેલી કદર કરીએ છીએ. લડાઇથી નાણાં સંબંધી સ્થિતિ ગંભીર થઇ પડી છે તે આપણેમ મજીએ છીએ અને ખજાનચી તથા હીંદીપ્રધાનની મુશ્કેલીઓ આપણા લક્ષમાં છે અને તેમ છતાં આપણને એમ લાગે છે કે હુંડીઆમણથી જે સ્થિતિ ઉભી થઇ છે તે વિષેનો આપણો વિચાર જો આપણે હીંદી સરકાર સમક્ષ રજુ નહિં કરીએ તો આપણે આપણી ફરજ બજાવેલી નહીં ગણાય.

સુંટણી.

ચુંટણીના આપણા કાનુનમાં સુધારો કરવાની જરૂર હોય એમ મને લાગે છે. અમુક ઉમેદવારને બહાર પાડયા હોય તો કોને મત આપવા તે મત આપનારાઓ સમજી શકે. તેમ નહી આપવાથી હાલમાં મત આપનારાઓના મત નીરર્થક જાય છે અને કોને મત આપવા તે વિષે સમજ પણ પડતી નથી. આ વખત કમિટિમાં ચાર નવા સભાસદો દાખલ થયા છે તે બીનાને હું આવકાર આપું છું. કમિટિમાં કામ કરવા માટેની ઇચ્છાને સારા જાગરૂતીના ચીહ્‌ન તરીકે ગણાય. મને મારો હમશરીકોએ આ વરસે કામકાજમા જે મદદ આપી છે તે માટે હું તેમનો ઉપકાર માનું છુ. દારૂગોળાને લગતી બોર્ડ તરફથી આપણા સેક્રેટરી મી૦ જયસુખલાલની સેવાઓ લડાઇના સંબધમાં મદદ તરીકે માગવામાં આવલી હોવાથી તે સોપવામાં આવી છે. તેઓ આ મંડળની સ્થાપના થઇ ત્યારથીજ તેના સેક્રેટરી તરીકે કામકાજ કરે છે અને છેલાં બે વરસ દરમ્યાનના મારા ઘાડા પરિચયથી હું કહીશ કે વેપારી સવાલો સમજવા અને હાર પાડવાની તેમની શકતી અને લાગણી બહુ સારી છે. એવોજ મત મારી પહેલાંના પ્રમુખોના પણ તેમના સંબંધમાં છે. તઓ કદાચ આપણાં મંડળની સેવા બજાવવા પાછા ન આવી શકે એ બનવાજોગ છે માટે તેમની સેવાની કદરની નોંધ લેવી એ મને ઠીક લાગે છે. હું તમોને વાર્ષિક અહવાલ બહાલ રાખવાની ભલામણ કરૂં છું.

મી. ચુનીલાલ વિજભુખણદાસ મેહુતાએ જણાવયું કે, નવા વરસના પ્રમુખ આજે અત્રે નથી તેથી હું નવા વરસમાં કરવા લાયક કામકાજના સંબંધમા થોડું બોલીશ. મને અત્યારે સૌ અગત્યની ખાસ બે બાબતો જણાય છે. એક બાબત એ છે કે સરકારે હુંડીઆમણના દરમાં જે વધારો કર્યો છે તેથી વેપારને બહુ હાની પહાચે છે, તેના સંબંધમાં એક સંગીન અરજી તે નામદાર ઉપર મોકલી આપવી. બીજી બાબત એ છે કે, હિંદી પ્રધાન મી. મોન્ટેગ્યુ અત્રે આવે છે તો આપણે તેની સમક્ષ નાણા પ્રકરણમા છુટાપણુ મળવાની માગણી કરનારી એક મજબુત અરજી રજુ કરવી અને તના તરફથી વજનદાર મંડળોને મુલાકાત આપવામા આવનાર છે તેવી મુલાકાતનો લાભ આપણાં મંડળને પણ મળે તે માટે તજવીઝ કરવી અને નાણાં પ્રકરણમાં છુટાપણું મળવાનો સવાલ તેની સમક્ષ મક્કમપણે રજુ કરવો હુન્નર ઉદ્યોગને લગતા કમીશનની નીમણુંક કરવામાં આવી ત્યારે વડી ધારાસભાના સભાસદોએ નાણા પ્રકરણી છુટાપણુંનો સવાલ પણ એ કમીશન હાથ ધરે એવી ગોઠવણ કરવા માગણી કરી હતી પણ તે બાબત સ્વીકારવામા આવી તેથી તો એ બાબત ઉપર ભાર મુકીને મી. મોન્ટેગ્યુનું ધ્યાન ખેંચવા સીવાય બીજો કાઇ પણ ઉપા[illegible] નથી. એ સવાલ ઘણો અગત્યનો છે કેમકે [illegible] સીવાય આપણા વેપાર ઉદ્યોગની સ્થીની સુ[illegible] મુશ્કેલ છે. માટે તે બાબત ખાસ હાથ[illegible] જરૂર છે.

મી. વસનજી [illegible]ણી હાલાઇએ જણાવ્યું કે સરકારે આપણા [illegible]રીની સેવાઓ પોતાને કીમતી થઇ પડશે [illegible] માની તેમની સેવા પોતાને હસ્તક [illegible] ઇચ્છા દેખાડી છે એ જાણી હું ખુશી થ[illegible] છું, પણ તેજ વખતે અચંબાજનક એ છે [illegible] પણા મંડળનો એક [illegible] શો ?

ઉંચી પોલીસ કરેલા ટેબલ ટોય ખરીદ કરવા કયા

પ્રતિનિધિ વડી ધારાસભામાં મોકલવાનો હક બક્ષવા માટે લાયક ધારવામાં આવતું નથી! એ હક મેળવવા માટે આપણે એકાદી અરજી કરી બેસી નહી રહેતાં વારંવાર તેનું ધ્યાન ખેંચવું જોઇએ. આપણાં મંડળની આર્થિક સ્થિતિમાં આ વરસનું સર્વૈયું જોતા પણ ઘણો સુધારો થયલો જણાતો નથી તે બાબત ઉપર બહુ ધ્યાન આપવાની જરૂર છે. એક સૂચના મારે એ કરવાની છે કે આપણાં મંડળની સભાઓ વરસમાં એકજ વખત મળે છે તે વધારે વખત મળવી જોઇએ ઘણા અગત્યના સવાલો ઉપર કમિટિઓ વિચાર ચલાવતી હોય ત્યારે તેમને કેટલીક મુશ્કલીઓ પડે છે પણ જો એ સાધારણ સભાઓ વધુ વખત મળતી હોય તો સભાસદો પણ પોતાના અનુભવ અને સલાહ દરશાવી શકે અને કમિટિઓને બહુ મદદ મળે.

એ પછી કેટલાક સભાસદોએ આવક વેરાને લગતા કેટલા અગવડ ભર્યા કાનુનો તથા હુંડીઆમણના હાલના દરથી આફ્રિકા અને મોરીસ સાથેના વેપારમાં પડતી અગવડ વિષે ધ્યાન ખેંચયું હતું.

પ્રમુખે તે બાદ જણાવ્યું કે અત્રે જુદા જુદા સભાસદોએ જે વિવેચનો કર્યા તેના સંબંધમાં હું ટુંક ખુલાસો કરીશ મંડળની સભાઓ વધુ વખત ભરવી કે કેમ, તે માટે એક ખાસ ઠરાવ રજુ કરવો જોઇએ અને તે તમને જરૂરી જણાય તો તમે પસાર કરી શકશો. કમિટિઓ જે સવાલમાં પોતાને મુશ્કેલીઓ સમજાય તેમાં હમેશાં અનુભવીઓની સલાહ લઇનેજ કામ કરે છે અને આપણે રેલ્વેનો કારોબાર સરકાર કે કંપની હસ્તક હોવો જોઇએ તેને લગતા સવાલમાં જે ફતેહ મેળવી છે તેથી તે વિષે ખાત્રી થશે. આવકવેરાની કેટલીક ગુંચવણો ઉપર હીંદી , પ્રધાનજીનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે અને સર વીલીઅમ મેયરે તે ઉપર સારી રીતે ધ્યાન આપી વિચાર કરવા કહેલું છે.

તે બાદ સભાએ વાર્ષિક અહેવાલ બહાલ રાખ્યો હતો. નવાં વરસના હિસાબ તપાસનાર તરીકે મીo એદલજી કામાની નીમણુક કરી હતી અને ગયા વરસની કારોબારી કમિટિનો ઉપકાર માનવાનો ઠરાવ પસાર કર્યો હતો.

તે પછી મંડળના કાનુનોમાં ફેરફાર કરવા સંબંધી બાબતો ઉપર વિચાર ચલાવવામાં આવ્યો હતો.

## નવી કમિટિ.

બાદ નવી કમીટીની ચુંટણીનું પરીણામ જાહેર કરવામાં આવ્યુ હતું.

નવી કમીટીમાં નીચલા સભાસદો ચુંટી કહ્હાડયા હતા:—સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી (પ્રમુખ), ઑનo મીo ચુનીલાલ વિ મેહેતા (ઉપ પ્રમુખ), સર દીનશાહ એદલજી વાછા, ઑનo મીo મનમોહનદાસ રામજી, ઑનo મીo પરશોત્તમ ઠાકોરદાસ, ઑનo સર ઇબરાહીમ રહીમતુલ્લા, ઑનo મીo લલ્લુભાઇ શામળદાસ. ઑનo સર ફાઝલભાઇ કરીમભાઇ, સર શાપુરજી ભરૂચા, મીo દેવીદાસ માધવજી ઠાકરસી, મીo મોતીલાલ કાનજી, મીo એસ. ઇ. વૉરડન, મીo રેવાશંકર જગજીવન, મીo જેઠાભાઇ વાલજી, મીo ચત્રભુજ શીવજી, મીo મોતીલાલ વલ્લભજી, મીo રતનશી મુળજી, મીo ફીરોઝ જે. બીલીમોરીયા, મીo મુળજી હરીદાસ, મીoમોરારજી વેલજી, મીo જમનાદાસ દ્વારકાદાસ, મીo વસનજી ઠાકરસી હાલાઇ, મીo જહાંગીર બી. પીટીટ, ઑનo મીo ફીરોઝ સી. શેઠના અને મીo મથુરાદાસ વસનજી.

બાદ પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટિની એક સભા શનિવાર તા. ૧ લી સપટેમ્બર ૧૯૧૭ ને રોજ ૨ કલાકે (મું. ટા.)

મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

ઑાન. શેઠ લલ્લુભાઇ શામળદાસ સી. આઇ. ઇ. (પ્રમુખ).
,, ,, ચુનીલાલ વિ મહેતા
શેઠ રેવાશંકર જગજીવન
,, ચતુરભૂજ શિવજી જે. પી.
,, મોતીલાલ વલ્લભજી
,, પી. જે. બિલ્લિમોરીયા

મેસર્સ તાતા, સન્સ એન્ડ કું. વાળા શેઠ બેજનજી એફ. માદન પણ હાજર હતા.

એકસચેંજ એક શિલિગ, ચાર પેન્સથી વધારીને ના. સરકારે ૧-૫ પેન્સની ઠેરવેલ છે તે બાબતમા વિચાર ચલાવવામાં આવ્યો હતો. વખત થઇ જવાથી સભા મૂલ્તવી રાખવામાં આવી હતી

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની મૂલ્તવી રહેલી સભા ગુરૂવાર તા. ૫ મી સપ્ટેમ્બર ૧૯૧૭ ને રોજ બપોરે ૧૨ કલાકે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

ઑાન. શેઠ લલ્લુભાઇ શામળદાસ, સી. આઇ. ઇ. (પ્રમૂખ).
,, ,, ચુનીલાલ વિ. મહેતા
શેઠ મોતીલાલ વલ્લભજી
,, મોતીલાલ કાનજી
,, પી. જે. બિલ્લિમોરીઆ
,, એસ. ઇ. વાર્ડન
,, ચત્રભૂજ શિવજી, જે. પી.

શેઠ બેજનજી એફ માદન પણ હાજર હતા.

એકસચેંજના સવાલ ઉપર વધુ વિચાર ચલાવવામા આવતા એ પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો કે ના સરકારે લીધેલા પગલાંની સ્હામા કમીટીએ પ્રોટેસ્ટ રજૂ કરવો. આ બાબતનુ રેપ્રેઝેન્ટેશન તૈયાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નીમવામાં આવી હતી:—

ઑાન. શેઠ ચુનીલાલ વિ. મહેતા
શેઠ એસ. ઇ. વાર્ડન.
,, મોતીલાલ વલ્લભજી.

અને એ સબ-કમીટીમાં ભાગ લેવાને શેઠ બેજનજી એફ. માદનને પણ વિનંતિ કરવામાં આવી હતી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શનિવાર તા. ૮ મી સપ્ટેમ્બર ૧૯૧૭ ને રોજ ૨ કલાકે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

ઑાન. શેઠ લલ્લુભાઇ શામળદાસ, સી. આઇ. ઇ (પ્રમુખ.)

શેઠ જેઠાભાઇ વાલજી
,, મોતીલાલ કાનજી.
,, દેવીદાસ માધવજી ઠાકરશી
ઑાન. શેઠ ચુનીલાલ વિ મેહતા.
શેઠ નારણજી હરીભાઇ
,, રેવાશંકર જગજીવન.
,, પી. જે. બિલ્લિમોરીયા.

(૧) આગલી સભાની મીનીટો જે સભાસદોમાં ફેરવવામા આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

(૨) ચેમ્બરની કમીટીના કામકાજનો વાર્ષિક રીપોટ પસાર કરવામાં આવ્યો હતો

(૩) ચેમ્બરનો વાર્ષિક હિસાબ જે ચેમ્બરના ઑાડીટર શેઠ એ. ઇ. કામાએ તપાસ્યો હતો, તે પસાર કરવામાં આવ્યો હતો.

(૪) ચેમ્બરની વાર્ષિક સભાને માટે તા ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૧૭ ને બુધવારને રોજ બપોરે ૨ કલાકે (મું. ટા.) નો વખત નક્કિ કરવામાં આવ્યો હતો તથા વાર્ષિક ચુંટણીને માટે બૅલટના દિવસો તા. ૧૭ મી સપ્ટેમ્બર ૧૯૧૭ થી તા. ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૧૭ સૂધીના ઠેરવવામાં આવ્યા હતા તથા

---

મત પત્રકો તપાસવાનો દિવસ તા. ૨૪ મી સપટેમ્બરનો ઠેરવવામાં આવ્યો હતો.

(૫) મેમ્બરોની વાર્ષિક ચુંટણી માટે નીચે જણાવેલા ૨ ગૃહસ્થોને સ્કુટીનીઅરો તરીકે નીમવામાં આવ્યા હતા :—

શેઠ મોતીલાલ કાનજી.

,, એમ. પી. માદન.

(૬) શેઠ ડબલ્યુ. ટી. હાલાઇએ ચેમ્બરના નિયમોમાં ફેરફાર કરવા માટે કેટલીક સૂચનાઓ મોકલાવી હતી જે વાર્ષિક સભામાં રજૂ કરવા માટે સભાસદોમાં ફેરવવાનું ઠર્યું હતું.

(૭) મિસિસ એની બિસેન્ટની નજરકેદ બાબત શેઠ ડબલ્યુ ટી. હાલાઇએ કરેલી સૂચના બાબત કમિટિએ ચેમ્બરના સોલીસીટરોનો મત માંગ્યો હતો તેની નકલ મોકલવા માટે તેઓએ લખી જણાવ્યું હતું તે બાબતમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે પ્રમૂખ સાહેબે તેઓને ખાનગી રીતે તે બતાવવો.

(૮) હિન્દુસ્થાન અને રશિયાના વ્હેપાર બાબતમાં ના. સરકાર તરફથી નિમાયેલા મેશર્સ ચેડવિક અને બ્લેકે જે રીપોર્ટ તૈયાર કર્યો હતો તે બાબતમાં વિચાર કરવાને નિમાયેલી સબ-કમીટીએ જે ખરડો તૈયાર કર્યો હતો તે પસાર કરવામાં આવ્યો હતો.

(૯) રૂ અને બીજી કેટલીક ચીજોમાં થતી ભેળસેળ બાબત આવેલા ના. સરકારના પત્ર ઉપરનો વિચાર મૂલતવી રાખવામાં આવ્યો હતો.

(૧૦) આ ચેમ્બરમાં મેમ્બર થવા માટે મેશર્સ ધી ઇન્ડીયન સીમેન્ટ કું૦ તથા મેશર્સ દેશાઇ, ચીનાઇ એન્ડ કું૦ ની અરજીઓ આવી હતી. ત્હેમને માટે બૅલટ બૉક્સના દિવસો તા૦ ૧૭ મી સપટેમ્બર, ૧૯૧૭ ને સોમવારથી તા૦ ૨૩ મી સપટેમ્બર ૧૯૧૭ ને રવીવાર સૂધી ઠેરવવામાં આવ્યા હતા. સ્કુટીનીયર તરીકે શેઠ એમ. પી. માદનને નીમવામાં આવ્યા હતા.

(૧૧) ચેમ્બરના આસીસ્ટન્ટ સેક્રેટરી મી. કુંજબિહારી ગોપીલાલ ધ્રુએ રાજીનામું આપવાથી ત્હેમની જગ્યાએ મી. ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતાને નિમવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

(૧૨) 'પીકર્સ' બાબત મ્યુનીશન્સ બોર્ડનો આવેલો પત્ર સભાસદોમાં ફેરવવાનો તથા મેશર્સ આદમજી પીરભાઈની કું. ઉપર ત્હેની એક નકલ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

(૧૩) આવકના કર બાબત મેશર્સ કાવસજી દીનશાહ બ્રધર્સેએ પત્ર લખ્યો હતો જે બાબતમાં એમ લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે તે સમ્બન્ધી ના. સરકાર તરફથી ટુંક વખતમાં નવો કાયદો આવનાર છે તે વખતે તેઓની સૂચના ઉપર વિચાર કરવાનું યોગ્ય થઈ પડશે.

(૧૪) ઇન્ડીયન રેલ્વે કૉન્ફરન્સ એસોસીએશન તરફથી ગુડઝ કલાસીફીકેશન કમિટિ ઉપર આ ચેમ્બરની કમિટિ તરફથી મોકલાએલા પત્રના જવાબમાં એક પત્ર આવ્યો હતો જે ઉપર વિચાર કરતાં એમ ઠેરવવામાં આવ્યું હતું કે તે બાબત કમિટિની બીજી સભા ઉપર મૂલતવી રાખવું.

(૧૫) પ્રમુખે કહ્યુ કે આ ચેમ્બરના સેક્રેટરી મી. જયસુખલાલ મેહતાને સરકાર તરફથી મ્યુનીશન્સ ખાતામાં રૂ. ૫૦૦ ની જગ્યા આપવા બાબદનો કાગળ થૅામસ હૅાલેન્ડ તરફથી આવ્યા છે. માટે તેમને તે કામમાં જોડાવાની રજા આપવી જોઇએ-તે ઉપરથી ઠરાવ કરવામાં આવ્યો કે, લડાઇના કામમાં મદદ તરીકે મી જે. કે. મેહેતાને તે ખાતામાં જવાની રજા આપવામાં આવે છે અને તેમણે ચેમ્બરની કરેલી સેવાની નીચલા શબ્દોમાં નોંધ લે છે.

આ ચેમ્બરના જન્મથી મી. જયસુખલાલે તેના સેક્રેટરી તરીકે કામ કર્યુ છે. મી. જયસુખલાલ વ્યાપારી પ્રશ્નોની જેટલી કુશળતા ધરાવે છે તેટલીજ ઉત્સાહી અભ્યાસ નવા પ્રશ્નોમાં દાખવે છે. આ ચેમ્બરનું સ્થાન

વધારે અને વધારે પ્રતિષ્ઠિત બનાવવાના તેમના પ્રયાસ માટે તેમજ આ સંસ્થા પ્રતિના તેમના ભક્તિભાવ માટે આપણે જેટલું કહિયે તેટલું ઓછું છે. મ્યુ. બો. ના કામમાં તેમજ હવે પછી આ બધાં ખાતાઓનાં પુનર્વિધાન વખતે તેઓ બહુ મદદગાર થઇ પડશે એમ આપણે માનીયે છીયે. મને આશા છે કે સરકાર એવે વખતે એમને માટે કાંઇ સ્થાન શોધી આપશે અને તેમને પાછા આવવા દેશે નહિં.

એમની છેલ્લાં દશ વર્ષની આ ચેમ્બરની ઉંચી પ્રકારની સેવા માટે ચેમ્બર કદર કરતાં નોંધ લે છે.

(૧૬) મી. જે. કે. મેહતાની જગ્યાએ મી. એસ. એસ મેહતાની નીમણુંક કરવામા આવી હતી. તે પછી સભા બરખાસ્ત થઇ હતી.

---

## ખાસ જરૂરી સર્ક્યુલર.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની ના. બ્રિટિશ સરકારના ટ્રેડ કમીશનરની સર્વિસમાં હિન્દુસ્થાનના પ્રતિનિધિ નીમવાની બાબત ઉપર વિચાર કરવાને નીમાયેલી સબ-કમિટિની એક મીટીંગ તા. ૩ જી ઑકટોબર, ૧૯૧૭ ને બુધવારને રોજ ૧-૩૦ કલાકે (મું. ટા.) મળી હતી, જે વખતે નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો હતો:—

મજકુર કાગળના જવાબમાં પુરસદ્દે કાગળ લખી મોકલવા અગાઉ ના. સરકારને તાર કરવાની અત્યંત જરૂર લાગવાથી નીચે મુજબ તાર કરી મોકલવો:—

"ત્હમારો કાગળ નં. ૧૧૪૮૯ તા. ૨૪ મી સપટેમ્બર. ૧૯૧૭ ના રોજનો લખેલો મળ્યો. ઉત્તરમા લખવાનું કે મ્હારી કમિટિ બ્રિટિશ ટ્રેડ કમીશનર્મની સેવાનો બ્રિટિશ રાજ્યના સઘળા ભાગોમાં ઉપયોગ કરવાની સૂચના અંતઃકરણ પૂર્વક પસન્દ કરે છે. તોપણ તેઓનો એવો અભિપ્રાય છે કે બ્રિટિશ રાજ્યમાં ઉપયોગી મધ્યસ્થળોમાં ટ્રેડ કમીશનરોને નીમવા માટે જેમ બને તેમ ઉતાવળથી વહેલાં પગલાં ભરવાં જેથી હિન્દુસ્થાનના વ્હેપારના લાભોને ખાસ ઉત્તેજન મળે. આ કમીશનરો બીન ઓદ્ધેદાર અને હિન્દિવાનો જેમ બને તેમ હોવા જોઇએ"

---

## પુસ્તકો તથા ચોપાનીયાં.

નીચલાં પુસ્તકો તથા ચોપાનીયાં ચેમ્બરને ના. સરકાર તરફથી અને અન્ય સંસ્થાઓ તરફથી ઑકટોબર માસમાં મળેલાં છે —

ના. સરકાર તરફથી મળેલા પુસ્તકો:—

(1) Annual Report on the working of the Indian Companies Act, 1913, fourth year 1916-17.

(2) Statistics of British India, Vol V. Education 1915-1916

(3) Papers relating to the Second Revision settlement of the Sampgaon Taluka of the Belgaum Collectorates.

(4) Fourth Annual Report of the Bombay Smoke Nuisance Commission for the year 1916 17.

(5) Ships White List Dated 1st July 1917.

(6) Agricultnral Statistics of India 1914-15 Vol. II.

(7) Legislative Council 10th October 1917 (Questions and Answers).

---

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## INDIA HER RESOURCES AND HER ECONOMICS.

## હિંદની આર્થિક સ્થિતિ.

( માસિક માટે ખાસ લખનાર—મી જે લ ડુ ખારભાયા. )

પિતાક્ષર નિશાળનો ફાળો નિચે મુજબ વેહેંચાય છે:—

( પિતામહ

( ૧૪ મા પેઢીએ )

પુત્ર — પુત્ર

પુત્ર | પુત્રી — પુત્રી

પુત્રી | પુત્ર

પુત્ર | પુત્રી | પુત્ર | પુત્રી

આવા પ્રકારની વહેંચણીઓ, ભાગલા લાગવા કરવામાં વર્ષો સુધીની લઢતો ચાલે છે, સમય અને પૈસા બરબાદ થાય છે અને લઢવામાજ મિલ્કતો ચાલી જાય છે. વળી તેમાં વકીલોની ભૂર અથવા લઢાઈ મારવાની મત હને લીધે પ્રીવીકૌનસિલ સુધીના કજીઆઓ ચાલે છે, અને દરમ્યાન કંઇક નવા વારસો ઉભા થય છે, અથવા જન્મે છે, અને મરણ પામે છે

મુસલમાનો પણ સંયુંક્ત કુટુંબમાં રહે છે. પણ તેઓમાં આવો કાયદો પ્રવર્તતો નથી. વડવાઓથી મળી હોય, અથવા પોતાની મેળવેલી હોય પણ પોતાની મિલકત ઉપર મુસલમાનોને પુરનો પોતાનો હક મળે છે માત્ર તે મિલકત વેચતી વખતે જે પોતાના વારસો હોય તેઓનો હક અને ભાગલાઓનોજ સવાલ ત્યાં રહે છે.